# બનગરવાડી

લેખક

વ્યંકટેશ માડગૂળકર

અનુવાદક

ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ



નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

# ભૂમિકા

'બનગરવાડી' પહેલવહેલી 1954માં એક મરાઠી સાપ્તાહિકના દિવાળી-અંકમાં પ્રગટ થઈ હતી, પછીને વરસે એ પુસ્તકાકારે પ્રગટ થઈ. તુરત જ મરાઠી વાચકોમાં એ લોકપ્રિય બની અને તમામ વિવેચકોએ એનાં વખાણ કર્યા, એટલે સુધી કે અતિશય આધુનિક અને ગુસ્સે થયેલી પેઢીએ પણ યુદ્ધસમયના ગ્રામજીવનના વાસ્તવિક અને પ્રમાણભૂત ચિત્ર તરીકે આ કૃતિને વખાણી છે. સને 1958માં આ કૃતિ એના અંગ્રેજી અનુવાદ 'ધી વિલેજ હેડ નો વૉલ્સ'ના માધ્યમ દ્વારા રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય એવા વિશાળ વાચક-સમુદાય સુધી પહોંચી. અંગ્રેજી અનુવાદની બીજી આવૃત્તિ આજે ખલાસ થવા આવી છે; એનો ડેનિશ ભાષામાં અનુવાદ થઈ ચૂકયો છે અને એના કેટલાએક ભાગો અમેરિકન સાહિત્યસંગ્રહો—ખાસ કરીને 'એ ટ્રેઝરી ઑફ એશિયન શૉર્ટ સ્ટોરીઝ', 'ટ્વેન્ટીએથ સેન્ચુરી એશિયા' વગેરેમાં—સમાવી લેવામાં આવેલ છે. શાંતિવાદીઓ, સમાજશાસ્ત્રીઓ અને અન્ય વ્યકિતઓ, જેઓ ખરેખર એક વિશિષ્ટ ઉત્સાહથી અને ભારતના ગ્રામજીવનથી પરિચિત થવાની ઇચ્છાથી ભારતમાં આવે છે, તેઓમાં આ નવલકથા ખાસ કરીને લોકપ્રિય છે.

'બનગરવાડી'ની જીવંતતાનું મુખ્ય કારણ એની સ્વભાવિક કથનશૈલી છે. ગામડાના લોકોની પ્રેમપ્રવૃત્તિ અથવા તો ગ્રામીણતાના અતિશયોકિતભર્યા સ્વરૂપ જેવું આમાં કશું નથી. વાર્તાનો નાયક બ્રાહ્મણ પરિવારનો એક જુવાન છે; નોકરી કરવાના—રોટી મેળવવાના હેતુથી એ પહેલી જ વાર શિક્ષક બનીને ભરવાડોના ગામ બનગરવાડીમાં થોડા વખત સારુ આવે છે. શાળા કેવી હતી? ઉપેક્ષા કરવાલાયક, અનેક હેતુઓ માટે વપરાતું માટી અને ચકલાંઓની હગાર વડે ગંદું રહેતું એવું એ સ્થાન હતું. ઓછી સમૃદ્ધિવાળા એ રાજ્યના કેળવણી ખાતાએ એ ભરવાડો સારુ જરૂરી ફર્નિચર અને શૈક્ષણિક સાધનો પણ વસાવ્યાં નહોતાં. ભરવાડો પણ પોતાનાં બાળકોને શાળામાં મોકલવાને બદલે ઘેટાંઓની પાછળ સીમમાં મોકલતા હતા. આ શાળાશિક્ષકનું પહેલું કામ ગ્રામવાસીઓમાં ભણતર પ્રત્યે રસ પેદા કરવાનું, શાળામાં ભણવા આવવા લાયક ઉંમરનાં થોડાંઘણાં બાળકોને એકઠાં કરવાનું અને ભણાવવાની શરૂઆત કરવાનું હતું. ગામનો પ્રભાવશાળી પટેલ એનો મિત્ર બની જાય છે અને એના કાર્યમાં

દરેક જાતની મદદ આપે છે. શાળા-શિક્ષક એ ગ્રામીણ લોકસમૂહનું એક અવિભાજ્ય અંગ બનીને તેમનાં સુખદુ:ખમાં ભાગીદાર બને છે. ગામના સહકાર અને સહાય તેમ જ પોતાના પ્રયત્નો દ્વારા ગામમાં એક કસરતશાળા(અખાડો) શરૂ કરવામાં આવે છે, તથા એનો ઉદ્ઘાટન સમારંભ રાજકીય અને સાંસ્કૃતિક આગેવાન (રાજા પોતે) કરે છે. એ મારફત ગ્રામવાસીઓમાં ઉલ્લાસ પેદા થાય છે. ગામનો આ શિક્ષક ગામનાં દરેક કાર્યો અને ઘટનાઓનો—ઘેટાંને પાળવાં, ખેતીવાડીનું કામ, ઋતુઓમાં ક્રમાનુસાર થતા ફેરફારો, જન્મમરણ, ટંટાફિસાદો, અંદરોઅંદરના અણબનાવો અને અંતે લાંબા દુકાળને પરિણામે થયેલી બરબાદીનો પ્રત્યક્ષ દ્રષ્ટા છે. સહાનુભૂતિ અને તટસ્થતા સાથે એ વાચકના મનોભાવો અને બહારની વ્યકિતની ગ્રામીણ જીવન સમજવાની શકિતને વેગ આપે છે. શ્રી વ્યંકટેશ માડગૂળકર પોતાની જાતને ગ્રામીણ જીવનમાં સહજતાથી ઓતપ્રોત બનાવી દે છે. 'બનગરવાડી'ની સફળતાનું રહસ્ય આમાં છે.

ખરું જોતાં આ નવલકથા રેખાચિત્રોનો એક સંગ્રહ છે; એને પોતાનું આગવું અસ્તિત્વ છે, ઉપરાંત રંગબેરંગી ચિત્રફલકનું એ એક અંગ પણ છે. આમાં કોઈ પરંપરા અનુસારનો નાયક નથી, ખલનાયક પણ નથી—એની દુષ્ટતા સ્વભાવગત નથી પણ એ એનામાં અંતગર્ત રહેલી માનવતાને કારણે છે, જેનો હેતુ ગુનો કરવાનો નથી. ખાદ્યવસ્તુની ચોર ચોરી કરે છે, પરંતુ પકડાય છે ત્યારે તે પોતાનો ગુનો કબૂલ કરી લે છે. આમાં ઉચ્છૃંખલ અને અમર્યાદ કામવાસના નથી, પરંતુ આમાં શેકુ અને અંજુના વૈમનસ્યને પરિણામે અંજુ કોઈ બીજા ભરવાડ યુવક સાથે નાસી જવાનો કિસ્સો છે, તેમ જ નજીકના ગામની એક દેખાવડી વિધવાને રામોશી ભગાડી જવાની નિષ્ફળ કોશિશ કરે છે, એ ચિત્ર પણ છે.

'બનગરવાડી'નું ફલક કોઈ પણ પરંપરાગત ચોકઠામાં ગોઠવી શકાતું નથી. એનાં પાત્રો શહેરી જિંદગીનાં પરિવર્તિત રૂપો નથી. એમની વાતચીતો, વહેવારો તથા એમનું સંપૂર્ણ વ્યકિતત્વ ગ્રામજીવનના ચોક્કસ સ્વરૂપનું અવિભાજ્ય અંગ છે. એમાં એવું કશું નથી જે એમનું પોતાનું ન હોય. આથી એમાંની સ્ત્રી કે પુરુષવ્યકિત સંપૂર્ણપણે ભલી કે ભૂંડી જીવતીજાગતી વ્યકિત છે. ઘણાં વધારે કષ્ટો સહન કરવા છતાં તે પોતાના જીવનક્રમમાં ચિંતા રહિત બની મંડી રહે છે. એનું દુર્ભાગ્ય કોઈ સીધા કાર્યકારણનું પરિણામ નથી, પરંતુ એ સદાને માટેનું છે.

ગ્રામીણ ભાષાની વાતચીતો તો લેખકને ગળથૂથીમાં મળેલી છે. 'બનગર-વાડી'માં લેખકે કોઈ છાપ ઊભી કરવા સારુ ગ્રામીણ ભાષાનો ઉપયોગ નથી કર્યો. જ્યાં અતિશય આવશ્યક હોય, જ્યાં પાત્રોના નિજી અસ્તિત્વ સારુ ખૂબ જરૂરી હોય, ત્યાં જ ગ્રામીણ સંભાષણો યોજવામાં આવ્યાં છે. આવા પ્રયોગો માટે લેખકે અધીરતા દાખવી નથી. ગ્રામીણ કહેવતોને એણે મઠારી છે તથા કોઈ કોઈ જગ્યાએ તો સમજી શકાય એવા સંસ્કૃત શબ્દો અને નાનાં વાકયોનો પ્રયોગ કરવામાં સંકોચ માન્યો નથી. જન-જાતિઓના વણલખ્યા કાયદાઓ, જે પ્રકૃતિનાં બદલાતાં રૂપો સાથે સંપૂર્ણ રીતે જોડાયેલા રહે છે, તે માનવી જીવનના તમામ સદગુણો-દુર્ગુણો સાથે ગ્રામજીવનની ભલમનસાઈ, ઈર્ષા અને કરુણાના સ્રોત બને છે. 'બનગર-વાડી'માં એવાં અનેક નાટકીય વલણો છે જે પ્રકૃતિના અદશ્ય અને કઠોર નિયમો તથા તે સાથે સંકળાયેલા માનવભાવિના નિદર્શક છે.

મરાઠી વાચકોએ 'બનગરવાડી'નું સ્વાગત એટલા માટે પણ કર્યું હતું કે 1935થી ચાલી આવતી મરાઠી નવલકથાની પરંપરાથી એ કૃતિ જુદી પડતી હતી. કેવળ બેડેક-રની 'રણાંગણ' જેવી કોઈ કોઈ કૃતિઓને બાદ કરતાં મોટા ભાગની નવલકથાઓ એક જ ચીલાચાલુ ઢબે લખાયા કરતી હતી; એ નવલકથાઓનો મુખ્ય વિષય હતો મધ્યમ અથવા ઉચ્ચ-મધ્યમ વર્ગની શહેરી વ્યકિતઓના પોતાના સ્વપ્નીલ ઘરસંસા-રની પરિપૂર્તિ. આવી નવલકથાઓ શરૂઆતમાં તો ખૂબ આવકાર પામી; પરંતુ પાછળથી વાચકને એમાં બહુ રસ રહ્યો નહિ. એનો નાયક લેખકની માત્ર કઠપૂતળી બની રહ્યો હતો, મરાઠી નવલકથાનો પ્રવાહ જાણે થંભી ગયો હતો, કોઈ મર્યાદિત ક્ષેત્રમાં રૂંધાઈ રહ્યો હતો, એ કોઈ નવા માર્ગની શોધમાં હતો. નવી પેઢીના લેખકો નવા માર્ગની શોધમાં હતા, નવીનતાની માગણી કરતા હતા; તેમણે આ સ્થિતિ સામે તીવ્ર વિરોધ દાખવ્યો. એમણે આજ સુધી અસ્પૃષ્ટ રહેલા, આસપાસની પરિસ્થિતિ સાથે બંધબેસતા અને જીવંત વિષયોને પસંદ કર્યા. આવી ભાવનાથી એમણે જુદા જુદા પ્રદેશોના પછાત વર્ગનું ચિત્ર રજૂ કર્યું. એક એવો સમય પણ આવી લાગ્યો જ્યારે પ્રાદેશિકતાનું ચિત્રણ એક ફેશન બની ગઈ.

આ કાળની મરાઠી નવલકથાઓમાં શહેરી જીવનના પછાત વર્ગનાં, ગામડાની જુદી જુદી જાતિઓ અને પેટા-જાતિઓ તથા અવિકસિત સમાજનાં વર્ણનો આવે છે. શહેરનો લેખક સમાજના આ વર્ગનું ચિત્રણ અસાધારણ સહાનુભૂતિની ભાવના-

ઓમાં ખેંચાઈને કરતો, પરંતુ કેવળ સહાનુભૂતિને કારણે શ્રેષ્ઠ કૃતિઓનું સર્જન થઈ શકતું નથી. વિભાવરી શિરુરકર, ઠોકળ, દિઘે તથા બીજા લેખકોએ મર્યાદાવિહોણા અને અસ્વાભાવિક લાગે તેવા ગ્રામીણ જીવનનું રોમહર્ષક ચિત્રણ પ્રસ્તુત કર્યું છે. પરંતુ નવલકથાઓમાં વર્ણવાયેલું જીવન જીવતાજાગતા માનવીઓનું હોવું જોઈએ. માટે નવલકથાકારે કોઈ વિશિષ્ટ આગ્રહોનો મોહ છોડી દઈ સ્વાભાવિક અને સહેલાઈથી પ્રતીત થાય એવી રચનાઓ કરવી જોઈએ, જેથી એ ગ્રામીણ સમુદાય સાથે વાચક પોતે તાદાત્મ્ય અનુભવી શકે.

'બનગરવાડી'માં ભરવાડોનું જીવન ગંદકીભર્યું, દુ:ખમય અને ભયાનક છે. એ જીવન શહેરી સંસ્કૃતિ અને શિષ્ટાચારોથી અસ્પૃષ્ટ છે ભરવાડોનાં દુ:ખો, એમની નિર્ભયતા, ગરીબી, અજ્ઞાન, ભણતર પ્રત્યે અરુચિ, કુદરતનો કોપ, દુર્ભાગ્ય, માણસાઈ અને ઘાસપાંદડાંની ઝૂંપડીઓનું નામ બનગરવાડી છે. આ બધાંનું આ નવલ કથામાં વિસ્તૃત અને હૃદયને સ્પર્શે તેવું ચિત્રણ થયેલું છે.

વ્યંકટેશ માડગૂળકરે જોકે સહુથી પ્રથમ 'બનગરવાડી' નવલકથા લખી હતી, તોપણ ગ્રામીણ જીવન સાથે જોડાયેલ જીવંત રેખાચિત્રોના શ્રેષ્ઠ લેખક તરીકે જ તે ઓળખાય છે. એમની બીજી નવલકથા 'વાવટળ' ગાંધીજીના મૃત્યુ પછીની સમસ્યાઓ વિષેની છે; પણ એ એટલી બધી સફળ થઈ નથી. તેઓ પાછા લેખો અને ટૂંકી વાર્તાઓના લેખનમાં રોકાઈ ગયા. બનવાજોગ છે કે 'બનગરવાડી'ની શ્રેષ્ઠતાનું કારણ તેમની ટૂંકી વાર્તાઓ લખવાની કુશળતા અને યોગ્યતા હોય. આવા લેખક એક માડગૂળકર જ હતા એમ નથી, એમના સમકાલીન શ્રી ના. પેંડસે પણ હર્ણૈ, મુરુડ અને દાપોલી વગેરે પશ્ચિમ કિનારાના જનજીવનને પોતાની નવલકથાઓમાં ગૂંથતા હતા. પેંડસેનું જીવન ગામડાના કેવળ નીચલા વર્ગનું નથી; તેઓ મુખ્યત્વે મધ્યમ વર્ગના બ્રાહ્મણ છે. એમની 'હદપાર' નવલકથા 'બનગરવાડી' પેઠે શાળાના એક શિક્ષકનું ચિત્ર રજૂ કરે છે. પરંતુ એ કેવળ નવલકથાનું પાત્ર નથી; નવલકથાનો એ સાચેસાચો નાયક છે. એમનાં બીજાં સ્ત્રી-પુરુષ પાત્રો સામાજિક ઉન્નતિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે; ગામડામાંથી તેઓ કસ્બામાં અને ત્યાંથી શહેરમાં જાય છે.

છેલ્લાં પંદર વરસનું વલણ ગ્રામીણ પ્રદેશો છોડીને ઝડપભેર વધતી જતી શહેરી જિંદગી તરફ જવા લાગ્યું છે. અનેક જુવાન નવલકથા-લેખકોએ શહેરના નીચલા

ઘરનાં ઝૂંપડાંઓમાં રહેનારા વર્ગનું ચિત્ર રજૂ કરવા માંડયું છે. આમાં જયવંત દળવીની 'ચક્ર', એમ. એમ. કર્णિકની 'માહીમચી ખાડી' તથા ભાઉ પાધ્યેની 'વાસુનાકા' મુખ્ય છે. આ નવલકથા-લેખકોએ શહેરની તેજહીન, હૃદયહીન જિંદગી તથા એનાં મૃતપ્રાય મૂલ્યો અને નૈતિક અધ:પતનનાં ચિત્રો દોર્યાં છે. પરંતુ આ લેખકોએ ભારતીય શહેરી જીવન અને એની સમસ્યાઓને અંદરખાનેથી જ પકડી છે. આ વર્ગની મુખ્ય નવલકથાઓમાં ભાલચંદ્ર નેમાડેની 'કોસલા' અને ભાઉ પાધ્યેની 'બૅરિસ્ટર અનિરુદ્ધ ધોપેશ્વરકર' છે.

વર્તમાન મરાઠી નવલકથાઓના બીજા વર્ગો પણ છે. બીજા વિશ્વયુદ્ધ પછી કાવ્ય અને ટૂંકી વાર્તાઓ પેઠે મરાઠી નવલકથાએ પણ ચીલો છોડીને ચાલવા માંડયું છે; એમાં નિરર્થક રોમહર્ષક પ્રવૃત્તિ અટકી ગઈ છે અને એણે નવી દિશાઓનું વલણ લેવા માંડયું છે. જોકે બધી કૃતિઓને સાહિત્યિક રચના તરીકે સ્વીકારવાનું મુશ્કેલ છે: એમાં અનુભવ અને પરિપ્રેક્ષણની ખામી છે. છતાં મરાઠી સાહિત્યકાર વધારે જાગ્રત છે. એકંદરે સર્જન અને વિવેચનની પેઠે મરાઠી નવલકથાની સારી એવી પ્રગતિ થઈ છે. સવાસો વર્ષના પોતાના કાળમાં મરાઠી નવલકથા સમૃદ્ધ, વિકસિત અને પ્રાણવાન સાહિત્યના પ્રકાર તરીકે જીવતી રહી છે. વિકાસના આ ક્રમમાં ગ્રામીણ જીવનનું ચિત્ર દોરનારી નવલકથા તરીકે 'બનગરવાડી' નિ:સંદેહ એક ગૌરવશાળી કૃતિ છે.

# 1

ઢેબરાંનો થેલો ખભે રાખી હું બનગરવાડી જવા નીકળી પડયો હતો.

હજુ ચોમેર અંધારું છવાયું હતું. તારાઓ ચળકતા હતા. સામે વળાંક લઈ ચાલ્યો જતો રસ્તો સાવ ઝાંખો દેખાતો હતો. રાત કેટલી વીતી છે, કેટલી વારે હવે અજવાળું થશે એનું કોઈ અનુમાન કરી શકાતું નહોતું. મનમાં વારેવારે શંકા ઊઠતી હતી કે હું બહુ વહેલો તો નીકળી પડયો નથી ને? મારાં પગલાંનો અવાજ જ મને મોટો લાગતો હતો. તમરાં તમતમતાં હતાં. ઠંડો પવન કાન પાસે અવાજ કરતો હતો. ઘણા વખતથી ચાલતો હતો તેથી શરીરમાં એક તરેહની લય આવી ગઈ હતી.

આગાઉ હું કદી બનગરવાડી ગયો નહોતો તેથી રખે રસ્તો ભૂલ્યો તો નથી, એવો ડર રહ્યા કરતો હતો. હું મનમાં મનમાં પ્રશ્ન કરી રહ્યો હતો : એ ગામ કેવું હશે ? ત્યાં શું થશે ? ત્યાંના લોકો મારી જોડે કઈ રીતે વર્તશે ? ત્યાં જઈને ક્યાં રહીશ ? બે દિવસ સુધી ત્યાંનો તાલ જોઈને મારે પાછા ફરવું હતું. કાયમ રહેવા માટે મારે સાથે કશો સરસામાન લાવવાની જરૂર હતી. છતાં આજે તો કેવળ ધોતિયું, ચાદર તથા પહેરવાનાં એકાદબે કપડાં લઈને જ હું જતો હતો.

ખુલ્લા મેદાનમાં પવનની ઠંડી લહરીઓ શરીરને ચાટી જતી હતી. તારાઓનું અજવાળું ઝાંખું થયું. પૂરું અજવાળું રહ્યું નહોતું તેમ પૂરો પહોં પણ ફાટયો નહોતો; એ બંને વચ્ચેની દશા હતી. આવળ-બાવળનાં ઝાંખરાંની જાણીતી વાસનો અનુભવ થવા લાગ્યો. રસ્તા પરની માટી પગને ઠંડી જણાવા લાગી.

જોતજોતાંમાં અંધારું અદશ્ય થઈ ગયું. જાળાં-ઝાંખરાં અને પથરાઓએ સ્પષ્ટ આકાર ધારણ કર્યો. તારાઓ સંતાઈ ગયા. તમરાંઓનું ગુંજન બંધ થઈ ગયું. ઊંઘમાંથી જાગી ઊઠેલા કાગડાઓના કો-કોનો તીવ્ર અવાજ સંભળાવા લાગ્યો.

લાલ-પીળો સૂરજ મેદાનને છેડેથી ઉપર ચડી આવ્યો. લીલાશ પડતા અજવાળામાં પીળી ઝાંય દેખાવા લાગી. બોરડીના જાળામાં સંતાયલી 'સાત બહેનો' જાગી ઊઠી. પૂંછડીઓ નચાવીને શોર મચાવવા લાગી. પીછાં ફુલાવીને ઝાંખરામાં બેઠેલા હોલાઓ પગ પર ઊભા રહી ઘૂઘવવા લાગ્યા. કાગડાઓ લાંબે સુધી ઊડાઊડ કરવા લાગ્યા

મેદાન પરનું સુકાઈ ગયેલું ઘાસ સૂર્યનાં પહેલાં કિરણોથી હૂંફાળું બન્યું. એની નીચેની કીટકોની દુનિયા જાગી ઊઠી. કીડીઓ નીકળી પડી, ટીડડાં ઊડાઊડ કરવા લાગ્યાં, કાચંડાઓ સરકવા લાગ્યા. જમીનની અંદર જ કાણાંઓમાં રહેનારા ગુંડી કીટકો ઉપરથી પડનારાં નાનાં જીવડાંઓને ખાવા માટે શરીર પર માટી ઢાંકીને તૈયાર થઈ રહ્યા. ઘીચ ઝાડીના થડ પર બેઠેલા ચમકદાર લીલા રંગના ભમરાઓ ઝાડીનાં તૂરાં પાન ખાવા લાગ્યા. મેદાનમાંનાં દરોમાંથી ઘો પોતાનું મોં બહાર કાઢવા લાગી, ગળાની નીચેનો ભાગ હલાવીને જીભની ઝપટમાં આવનારાં જીવડાંઓની રાહ જોવા લાગી.

ઝાડ પરથી ઊડીને હોલાઓ રસ્તા પર આવ્યા અને પોતાની ખુબસૂરત ગરદનો હલાવતાં હલાવતાં માટીમાં પડેલાં ઘાસનાં બી ચણવા લાગ્યા. સપાટ માટી પરનાં એમનાં પગલાંએ જાણે નકશી કોતરી.

વાંસા પર લટકાવેલી ઝોળી હાથમાં લઈને મેં ઝડપભેર ચાલવા માંડ્યું. અડવા પગ પર ધૂળ ઊડવા લાગી. પાયજામાના ફફડ-ફફડ અવાજને લીધે રસ્તા પરના હોલાઓ ગભરાઈને ઊંચે ઊડી જવા લાગ્યા. લાંબી ડાંફો ભરતો હું ચાલતો હતો. ચાલી ચાલીને પેટ ને પીઠ એક થવાનો વારો આવ્યો. થેલીમાંનાં ઢેબરાં, લસણની ચટણી અને કોળાની તળેલી કાચરીઓની સોડમ આવવા લાગી. પરંતુ મેં તો દઢતાપૂર્વક આગળ જ ચાલવા માંડ્યું. પગનાં આંગળાંઓ વચ્ચેથી માટી ઉપર આવી પગ પર એના થર જામતા હતા. પાયજામો મેલો થતો હતો અને રસ્તો વધુ ને વધુ લંબાતો હતો.

આસપાસ પીળા-ધોળા રંગનું મેદાન પથરાયું હતું જ્યાં જુઓ ત્યાં ખુલ્લું મેદાન જ હતું. પહેલેથી જ વેરાન બનેલું મેદાન ઉનાળાને લીધે વધારે તપેલું લાગવા માંડ્યું. કોઈ કોઈ ભાગમાં ખાડાઓમાં જાળાં-ઝાંખરાંનાં લીલાં ઝુંડ દેખાતાં હતાં; એ સિવાય ચોમેર પથરા અને રોડાંઓ જ નજર આવતાં હતાં. કેરડા, બોરડી અને બાવળની ઘીચ ઝાડી હતી. એની વચ્ચે થઈ ધૂળથી ભરેલો, પથરાઓને કારણે ઊંચોનીચો થતો, ક્યાંક પહોળો તો ક્યાંક સાંકડો બનતો ગાડામારગ જતો હતો.

ધીરે ધીરે સૂરજ ઊંચે ચડયો. વહેલી સવારમાં શીતળ જણાતું મેદાન હવે તપી ઊઠ્યું હતું. સવારમાં થતો પક્ષીઓનો કલરવ થમી ગયો હતો. રટીખડી ધૂળિયા

રંગની કોઈ વગડાઉ ચકલી ઊંચે ઊડી તીરવેગે પાછી ઊતરતી હતી. નીચે આવતી વેળાની એની સીટીઓથી વધારે એકલતા ભાસવા લાગી. એક બાજ નીચું જોઈને જાણે જમીનને બરાબર અડીને ઊડતો હોય એમ પસાર થયો અને ચકલાંઓએ ચીસ પાડીને શોર મચાવ્યો.

હવે આસપાસ ખેડેલી જમીનના કોઈ ધોળા તો કોઈ કાળા ટુકડાઓ નજરે પડવા લાગ્યા. ખેડયા વિનાની પડતર જમીનોમાં તાપને લીધે તિરાડો પડી હતી. સ્થળે સ્થળે પગ પિંડી સુધી ઊંડે ઊતરી જાય એવા ચીરા પડી ગયા હતા. જમીન આ જાતની દેખાઈ એનો અર્થ વસતિ નજીક આવી એમ માનીને હું વારેવારે ક્ષિતિજમાં નજર નાખતો હતો, પરંતુ એકેય ઘર દેખાતું નહોતું; ઝાડોનાં ઝુંડ પણ દેખાતાં નહોતાં.

તાપ સખત વધી ગયો. સવારમાં બરફ જેવી ઠંડી લાગતી માટી ગરમ બની ગઈ. મારા માથાની ચોપાસ માખીઓનું ટોળું બણબણવા લાગ્યું. એના એકધારા અવાજથી હું કંટાળી ગયો. માથેથી ટોપી ઉતારી મારી પાછળ પાછળ આવતા માખીઓના એ ટોળાને નસાડવાની હું મહેનત કરતો હતો, પરંતુ ટોળું દૂર થતું નહોતું. સો-બસો માખીઓ મારા માથા ફરતી બણબણાટ કરતી મારી સાથે ને સાથે આવ્યા કરતી હતી.

જયાં ઘણાં માણસો રહેતાં હશે એવા સ્થળે આ માણસ જઈ રહ્યો છે, એને રસ્તાની બરાબરની માહિતી છે, એની સાથે જવાથી આપણે જરૂર જયાં ગંદવાડ અને ખાળનાં પાણી ઢોળાયલાં હશે ત્યાં પહોંચશું, એવું માનનારી એ માખીઓ, મારા માથાની ચારે બાજુએ બણબણતી સાથે ને સાથે આવ્યા કરતી હતી

## 2

ચોમેર ખુલ્લું સપાટ મેદાન, બાજરીનાં રાતા ખેતરો અને વચમાં જ અસ્તવ્યસ્ત પથરાયાં હોય તેવાં ત્રીસપાંત્રીસ ઘરોનું ઝૂમખું: આવી હતી બનગરવાડી! મોટા ભાગનાં ઘરોની દીવાલો માટીની હતી. છાપરાંઓ ઘાસ-પાંદડાંથી છાયેલાં હતાં. કેટલાંએક ઘરો માટીથી છાયેલાં પણ હતાં. દરેક ઘરની સામે નાનું-

મોટું આંગણું હતું. ખાળનાં પાણી પર મોટાં થયેલાં લીમડા અને સરગવાનાં ઝાડ હતાં. ઘરના પાછલા ભાગમાં ઘેટાંઓને પૂરી રાખવાના બાવળની કાંટાવાળી વાડોના વાડાઓ હતા. કોઈ દીવાલ સાથે ટેકવીને મૂકેલું ગાડાનું ભાંગલુ પૈડું હતું. બધું હમેશની પેઠે હતું. વાડીમાં રસ્તા જેવું કશું હતું નહિ. ઘરો બાંધતાં બાંધતાં બાકી રહી ગયેલી જગ્યાને રસ્તા તરીકે કામમાં લેવાઈ હતી એટલું જ. મોટા ભાગનાં ઘરોને બારણે તાળાં વાસેલાં હતાં. એક ઘરની સામે બેત્રણ નાનાં બાળકો રમતાં હતાં. ધૂળથી ભરેલા રસ્તા પર ઘરોના પડછાયા પડયા હતા. એ છાયામાં કયાંક કોઈ કુતરો બેઠો હતો; તો ધોળીકાળી મુરઘીઓ આંખો બંધ કરીને બેઠી હતી.

ડાબી-જમણી બાજુએ ઘર હતાં. એમાંથી ડોકિયું કરી સ્રીઓ જોવા લાગી; બાળકો અંદર દોડી ગયાં. થોડુંએક આગળ ચાલતાં ચોગાન આવ્યું. ત્યાં લીમડાનું એક મોટું ઝાડ હતું; એના થડની ચારે બાજુ ચોતરો ચણેલો હતો. એ છાંયો જોતાં જ તપી ગયેલા મરઘા પેઠે હું એના પર બેસી પડયો. ટોપી ઉતારી પરસેવો લૂછયો. પગ પછાડીને ધૂળ ખંખેરી. માથા પરના ઠંડા છાંયડાથી પરસેવો સુકાઈ ગયો. આરામ જણાયો.

ભૂખ લાગી હતી પરંતુ પાણી કયાં હશે તેની ખબર નહોતી. આસપાસમાં પૂછવા જેવું કોઈ દેખાતું નહોતું. પાણી વિના જ નાસ્તો કરી લેવાનો મનમાં વિચાર આવ્યો, પણ ભૂખના જેટલી જ કકડીને તરસ પણ લાગી હતી. મોંમાંનું અમી સુકાઈ ગયું હતું અને જીભનો સ્વાદ ખારો થઈ ગયો હતો. એ શીતળ છાંયડો છોડીને ઊભાં થવાની ઇચ્છા જ રહી નહોતી. ઘૂંટણ સુધી ઊંચા વાળી લીધેલા પગની ફરતા હાથ વીંટી રાખી હું એમ ને એમ બેસી રહ્યો. આસપાસમાં કોઈ જાતનો અવાજ આવતો નહોતો. મારા માથા પરની એક ડાળ ઉપર કાગડાની એક જોડી બેઠી હતી, પરંતુ એ પણ બિલકુલ અવાજ કરતી નહોતી.

થોડી વારે જે રસ્તેથી હું આવ્યો હતો એ જ રસ્તે કોઈ આદમી આવતો જણાયો. મને ગમ્યું. એ માણસ આવે એટલે એને બોલાવું, હું શા માટે આવ્યો છું તે જણાવું, પાણી કયાં મળશે તે પૂછી લઉં, ઢેબરાં ખાઈ લઉં : એવો મનમાં ને મનમાં હું વિચાર કરતો હતો ત્યાં તો એ આદમી ગામમાં પેઠો, મારી સામે જ આવીને ઊભો રહ્યો.

એને માથે લાલ રંગનો ફેંટો હતો; અને એણે ડગલો પહેર્યો હતો. ધોતિયાના

છેડા સાથે હાથમાં એણે એક લાંબો ભાલો પણ પકડયો હતો. એનો ચહેરો મોટો અને લાંબો હતો; ગાલનાં હાડકાં બહાર ઊપસી આવ્યાં હતાં. નાક સીધું હતું; મૂછના વાળ કાળા-ધોળા ભૂખરા રંગના દેખાતા હતા. જરા પણ સંકોચ દાખવ્યા વિના એણે રાતી આંખો વડે મને નિહાળી લીધો અને મૂછો પર આંગળાં ફેરવી જમીન પર થૂંકયો. જાણે એ મારા પર જ થૂંકયો હોય એવું મને લાગ્યું. મેં અમસ્તું હલનચલન કરીને પગ નીચે લટકતા રાખ્યા ને આમતેમ જોઈ લીધું.

દમ મારવો હોય એવા અવાજે એણે મને પૂછ્યું: "કેમ રે! ઈંડાંવાળો છે શું?"

એ સવાલ સાંભળી ચાબુક પડયો હોય તેમ હું નીચે આવ્યો. શો જવાબ દેવો તે ઘડીભર મને સૂઝ્યું નહિ. મારા પાયજામાએ મને એકાએક હલકો પાડી દીધો હતો, પૈસાનું પરચૂરણ ભરેલી થેલી લઈને ગામડાંઓમાં ફરી ફરી ઈંડાં ખરીદનારો મુસલમાન એણે મને બનાવી દીધો હતો! હું મૂંઝાયો. દ્વિધામાં પડયો. મોં પર એક ઓશિયાળું સ્મિત ચમકી ગયું. નીચે લટકાવેલા પગ ઊંચા લઈ મેં ટોપી સરખી રીતે ઓઢી લીધી અને જવાબ આપ્યો: "ના ના; હું માસ્તર છું."

આ ખુલાસો સાંભળ્યા પછી પ્રશ્ન કરનારને પોતે કંઈ અજુગતું બોલી ગયો છે એવું લાગ્યું નહિ. ડાબા પગનું વજન જમણા પગ પર રાખી એણે પૂછ્યું: "માસ્તર?"

એને મારી વાત સાચી ન લાગી. મેલો પાયજામો અને હાથે ધોયેલ લીટીવાળું પહેરણ પહેરેલો આ ઢીંચણ જેવડો છોકરો માસ્તર કઈ રીતે બની શકે? જેણે લંગોટી પહેરીને શાળામાં જવું જોઈએ અને થૂંક ચોપડી સ્લેટ સાફ કરવી જોઈએ એવા છોકરડાને માસ્તર કોણ કહે? અને કદાચ માસ્તર કહેવામાં આવે તો પણ એને માસ્તર બનાવે કોણ? છટ્! કંઈ ભળતી જ વાત!

મને મારી નાની ઉંમર અને ધોતિયું-કોટ ન પહેર્યા બદલ ખેદ થયો. ભાષામાં જોર લાવી મેં કહ્યું: "હા, મારી તાજેતરમાં જ નિમણૂક થઈ છે. આજથી માસ્તર બનીને હું અહીં આવ્યો છું."

હાથમાં આડો પકડી રાખેલો ભાલો એણે ઝંડાની પેઠે સામે ઊભો રાખી તુચ્છતા-પૂર્વક કહ્યું: "હટ્! અહીં માસ્તરનું શું કામ છે? અહીં નિશાળ ચાલે છે જ કયાં? વાડીમાં બાળકો જ કયાં છે? શું સરકાર એ નથી જાણતી? નકામી વાહિયાત વાત..." એમ કહી ફૂંટો સરખો કરી એણે ચાલતી પકડી. જતાં જતાં ફરી વાર એ થૂંકતો

ગયો. સાંકડી શેરીમાંથી એ પસાર ન થયો ત્યાં સુધી એ દિશામાં જોવાની હિંમત પણ મારામાં આવી નહિ. હું ખૂબ જ શરમાયો. ફાટલી ચડ્ડી પહેરીને શાળામાં જતી વખતે જેમ શરમથી મરી જવાનું મન થતું, એવું જ થયું. આ એક જ ઘટનાથી મારું ધૈર્ય, મારી ઉમેદ, મારો ઉત્સાહ ઓસરી ગયાં. મનમાં થઈ આવ્યું કે આ પગલે જ પાછા ફરી જવું ને નોકરીનું રાજીનામું આપી દેવું; મારાથી આ કામ નહિ થાય, અહીં શાળા ચાલશે નહિ, બાળકો ભણવા આવશે નહિ. માસ્તરનો, શાળાનો, ભણતરનો અહીં કશો ખપ નથી. અને ઉદાસીનતાભર્યા ચહેરે લીમડાના ચોતરા પર હું બેસી રહ્યો. અગાઉ લાગેલી ભૂખ અને તરસ પણ થોડી વાર સુધી હું ભૂલી ગયો. તડકામાં તપી રહેલા આ ગામમાં હું આ વખતે શા માટે આવ્યો એવું મને થઈ ગયું, અને હું જાણે સાવ એકાકી હોઉં એવો અનુભવ થયો.

અને પછી સફેદ મૂછોવાળો, હાથમાંની લાકડીને ટેકે ટેકે ચાલતો એક બુઢ્ઢો આદમી ખેતરોની બાજુએથી આવી પહોંચ્યો. એની ભમરો પણ ધોળી સફેદ થઈ ગઈ હતી. ખભે રાખેલો કામળો, એણે ચાંદીનું કડું પહેરેલા હાથવતી મજબૂત પકડી રાખ્યો હતો. પગમાં પહેરેલા જોડા ઢસડતો એ આવતો હતો. આવીને મારી સામે ઊભો રહ્યો. આંખે હાથનું નેજવું કરી એણે મને ધ્યાનથી જોયો. ખોવાયેલ ઘેટાને નિશાનીઓ પરથી ખોળવું હોય એ રીતે એણે મને નીરખ્યો. પછી કહ્યું: "દીકરા! અહીં કાં બેઠો ?"

મેં જવાબ આપ્યો: "હું માસ્તર છું. આજથી અહીં મારી નિમણૂક થઈ છે."

"અરે તો માસ્તર થઈને અહીં કેમ બેઠો છે ? નિશાળમાં બેસ ને ?"

ડોસાનું આવું બોલવું સાંભળી મારામાં થોડી હિંમત આવી. આ માણસ અગાઉના ભાલાવાળા જેવો નથી એમ લાગ્યું.

"નિશાળનું મકાન ક્યાં આવ્યું એ પણ હું બરાબર જાણતો નથી."

એ સાંભળી સામેના લાંબા ચોરા-ચાવડી તરફ હાથમાંની લાકડી લંબાવી ડોસાએ કહ્યું: "સામે નિશાળ રહી. ચોરાના બે ઓરડા નિશાળના છે."

"એમ ?"

"હા. જા, ત્યાં જઈને બેસ."

"એકલો બેસીને શું કરું ? બાળકો ક્યાં છે ?"

"છોકરા બકરાં ચારવા ગયા છે. પછી આવશે. કાંઈ સીમમાં તો નહિ રહે ને?"

"પણ નિશાળ ચાલે એટલા છે?"

"હા; ઘણા છે અને બીજા થશે પણ. દર વરસે દસવીસ લગન તો થાય છે. છોકરાં થશે. તું ભણાવવાનું કામ કર એટલે બસ."

એ સાંભળી મને હસવું આવ્યું. ચોતરા પરથી નીચે કૂદી પડી ઝોળી ઉઠાવી મેં કહ્યું: "પાણી ક્યાં હશે ને મને બતાવો તો હું જમી લઉં. સાથે ઢેબરાં લાવ્યો છું."

ડોસાએ કહ્યું: "વાડીમાં પાણીની તાણ છે. ઉનાળામાં તો સાવ રણ બની જાય છે. એક કૂવો છે, જો પેલો..."

મેં શેરીને સામે છેડે જોયું. ગામની બહાર ચૂના-પથ્થરના કઠેડાવાળો એક કૂવો દેખાયો.

"અમારું ભરવાડનું પાણી ચાલતું હોય તો મગાવી દઉં."

મેં કહ્યું: "કેમ ન ચાલે? પણ જો લોટો મળી જાય તો મને એમ છે કે હું જ લઈ આવું."

પણ ડોસાએ ત્યાં ઊભાં ઊભાં જ બૂમ પાડી: "અલીઓ અંજી...! માસ્તર માટે પાણીનો લોટો ભરીને લાવજે."

દૂર શેરીના એક ઘરમાંથી કોઈ બાઈએ ડોકિયું કર્યું. ડોસાએ ફરી મોટેથી બૂમ પાડી પાણી મંગાવ્યું અને અમે બંને જણા નિશાળ પાસે આવ્યા. તાલુકાના માસ્તર-સાહેબે મને નિશાળની કૂંચી આપી રાખી હતી. એમણે કહ્યું હતું: "ચાર્જ દેવા જેવું કશું છે નહિ. છોકરાં જ નથી ત્યાં નિશાળ ક્યાંથી ચાલે? આ કૂંચી લઈ જાઓ; હું રિપોર્ટ કરી દઈશ કે ચાર્જ સોંપી દીધો છે."

તાળું ઉઘાડી મેં શાળા ખોલી. બંધિયાર હવાનો ઝપાટો આવ્યો. તળિયાની જમીન ઊંચીનીચી અને ઊખડી ગયેલી હતી; માટી અને ચકલીઓની ધોળી હગારથી ભરેલી હતી.

ખભા પરનો કામળો ઉતારી ડોસાએ એ વડે જ કચરો સાફ કર્યો. ઊડેલી રજથી મને ખાંસી આવી.

થોડીશી જગ્યા સાફ થઈ એટલે ડોસાએ ત્યાં કામળો ફેંક્યો; એને પાથર્યો નહિ, બસ, એમ ને એમ ફેંક્યો. કહ્યું: "બેસ."

અને પછી હાથનો ટેકો દઈ એ પણ નીચે બેસી ગયો. લાકડીને એક બાજુએ આડી મૂકી બોલ્યો: "ચાલ, ઢેબરાં કાઢ, હમણાં છોકરી પાણી લાવશે."

મેં ઝોળી ખોલી જૂના ધોતિયાના એક ટુકડામાં બાંધેલાં ઢેબરાં કાઢયાં. કહ્યું: "કાકા! તમે ખાશો?"

પોતાના કરચલીઓવાળા ચહેરા પર આછું સ્મિત આણી ડોસો બોલ્યો: "હું શું અત્યાર સુધી ભૂખ્યો રહ્યો હોઈશ? બે વખત પત્યું ને ત્રીજો ટંક થવા આવ્યો. તું ખાવા માંડ."

મને સહેજ સંકોચ થયો. પરંતુ ભૂખ સંકોચને દાદ દે તેમ નહોતી.

એટલામાં એક કાળીમેશ જેવી છોકરી દાખલ થઈ. એણે બહાર ઊભાં ઊભાં જ ઊંબરામાં પાણીનો લોટો મૂકયો અને મારા ભણી એક આછી નજર નાખીને પાછી ચાલી ગઈ.

એક ગોઠણ ઊંચો કરી ડોસાએ કમર પરથી તમાકુની ખલેચી(થેલી-કોથળી) કાઢી એમાં આગળાં નાખ્યાં.

ભૂખ્યા પેટે મેં ઝડપભેર કોળિયા ભરવા માંડયા. ખાતાં ખાતાં ડોસા તરફ જોતો હતો. માથાનો ફેંટો અને અરધું ધોતિયું બાદ કરીએ તો એના દેહ પર બીજું કશું નહોતું. જે માટીમાં એ દિવસ આખો ઘેટાંઓ પાછળ ફર્યા કરતો હતો, એ માટી જેવો જ, એ ઘેટાંઓ જેવો જ, એનો રંગ પણ કાળોમેશ હતો. દેહ સુકલકડી હતો. ખુલ્લા પગ સાથે જાળાંઝાંખરાં ઘસાવાથી તેના પર સફેદ ઉઝરડા પડેલા દેખાતા હતા. ડોસો સાવ પાકું પાન હતો. કબૂતરનાં પીછાં જેવી ભમરો, ધોળી સફેદ પૂળો એક મૂછો, આંગળ આંગળ વધેલી સફેદ દાઢી અને છાતી પર ગૂંછળાં વળેલા ધોળા વાળ હતા. ઉંમરનો અંદાજ કરવાનું મુશ્કેલ હતું, પરંતુ ડોસો હવે સાવ થાકી ગયો હતો. મોં પર કરચલીઓનું જાળું હતું. હાથ અને પગની નસો ફૂલી આવી હતી, અને કોઈક કોઈક જગ્યાએ એમાં ગાંઠા બંધાયા હતા.

તમાકુ ગલોફામાં ચડાવી ખલેચી બરાબર ટાંકેલી લેતાં લેતાં એણે પૂછ્યું: "તારું ગામ ક્યાં આવ્યું?"

મેં કહ્યું: "અહીં પાસે જ છે, વિભૂતવાડી."

"ત્યાંનો તું કોણ?"

મેં જરૂરી માહિતી ડોસાને આપી. એણે ઘણાની ઓળખાણ ગણાવી. "એટલે તું અમારામાંથી જ છે" એમ કહીને એણે મારા વાંસા પર હાથ ફેરવ્યો અને થૂંકવા સારુ બેઠાં બેઠાં જ ડોસો ઊંબરા ભણી સરક્યો.

મારામાં ઘણી હિંમત આવી ગઈ. આ ભરવાડોના ગામમાં હું સાવ એકાકી નથી, પાસે બેસીને વાતો કરનાર, આત્મીયતા દાખવનાર કોઈક પણ છે; આવા જ બીજા પાંચદસ માણસો જો નીકળી આવે તો અહીં સહેલાઈથી રહી શકાશે એવું મને લાગ્યું.

થોડી વારે રજા લઈને ડોસો ખેતર ભણી ચાલ્યો ગયો. હું એકલો પડ્યો. નિશાળની પાટડીઓ પર અગાઉના માસ્તરે ચાક વડે જુદી જુદી કહેવતો લખી રાખી હતી. પૂર્વ-પશ્ચિમ દિશામાં એના નામવાળી રંગીન તખતીઓ ચોડી રાખી હતી. છત સાથે ખરસાણીનો એક છોડ લટકાવી રાખ્યો હતો; એના પર મચ્છરનાં ટોળાં બેસી રહ્યાં હતાં. છતના સાંધામાં જ્યાં જ્યાં પોલાણ મળ્યું ત્યાં ત્યાં ચકલીઓએ માળા બનાવ્યા હતા; એમાંથી સૂતળીના તાર અને ચીંથરાં લટકતાં હતાં. પાંખો ફફડાવીને આમતેમ ઊડતી ચકલીઓ ચીંચીં કર્યા કરતી હતી. સામાનમાં એક ટેબલ, એક ખુરશી અને એક પાટિયું હતાં. ટેબલને અડીને લાકડાની એક પેટી હતી. મેં એ ખોલીને જોઈ તો અંદર પાટિયું લૂછવાનો લૂગડાનો ટુકડો, આંકણી, જૂનું રજિસ્ટર, હાજરીપત્રક, ચાકનાં ખાલી ખોખાં, ખડિયો, કલમ વગેરે પરચૂરણ ચીજો હતી.

સાથે આણેલી ચાદર ઝોળીમાંથી બહાર કાઢી નીચે પાથરી અને ઝીણા ઝીણા મચ્છરોના ત્રાસમાંથી બચવા સારુ માથે ધોતિયું ઓઢી હું આડો પડ્યો. આમ એકલાં રહેવાની કોઈ નવીનતા નહોતી. પરંતુ માનવી વિનાના, તાપથી સખત તવાઈ રહેલા ગામને કારણે—એ સાવ ખાલી નિશાળમાં મને બહુ જ એકલું એકલું લાગ્યું. ચકલીઓ ચીંચીં કર્યા કરતી હતી. એકાદ ચકલી ચકચક કરતી હોય તો સારું લાગે, પણ પાંચદસ ચકલાંઓ સતત ચીંચીં કરી શોર મચાવતાં હોય, પાંખોનો ફફડાટ કર્યા કરતાં હોય, ત્યારે અસહ્ય અકળામણ થાય. પણ એમાં કોઈ રસ્તો નહોતો. બારણું બંધ કરો તો પણ ભીંત ઉપરથી અંદર આવવાનો ચકલાં માટે રસ્તો હતો જ. આંખો બંધ કરી હું પડી રહ્યો. ચાલવાનો થાક, પેટ ભરીને જમણ, શીતળ છાંયો—બધાંને કારણે હું ઘસઘસાટ ઊંઘી ગયો.

# 3

એ ગાઢ નિદરમાંથી હું જાગી ગયો. પડ્યો પડ્યો જ ખુલ્લા બારણામાંથી મેં સામે નજર દોડાવી. સૂર્ય છેક આથમી ગયો હતો. સીમમાંથી પાછાં ફરતાં ઘેટાં-ઓનો શોર સંભળાતો હતો. ઘણા લાંબા વખત સુધી હું ઊંઘ્યો હતો અને હજુ ઊઠવાનું મન થતું નહોતું, કેમકે પગ ખૂબ દુખતા હતા. બંને હાથ માથા તળે રાખી પાટડીઓ તરફ જોતો થોડી વાર સુધી હું પડ્યો રહ્યો.

બહાર ઘેટાંઓનો કોલાહલ વધતો જતો જતો. દૂર તેમ જ નજીકથી ભરવાડોના સાદ સંભળાતા હતા, ભરવાડોના કૂતરાઓ ભસતા હતા, કૂકડાઓ કો'ક કો'ક કરતા હતા, પુરુષો વાતો કરતા હતા, ચકલાં અને કાગડા ગડગબડાટ કરી રહ્યાં હતાં. થોડી વાર પહેલાં બપોરે નિર્જન લાગતું ગામ એકાએક જીવંત થઈ ગયું હતું; અજબ ઉત્સાહથી જાગ્રત બન્યું હતું.

હું બહાર નીકળ્યો. ચોગાનમાં જઈને ઊભો રહ્યો. જે રસ્તે થઈને હું આવ્યો હતો, પેલો ભાલાવાળો આવ્યો હતો અને ડોસો પણ આવ્યો હતો, તે તમામ રસ્તાઓ ચાલ્યાં આવતાં ઘેટાંઓથી ભરાઈ ગયા હતા. માથાં નીચાં રાખીને એ જાનવરો જલદી જલદી ચાલતાં હતાં. એમનાં પગલાંઓનો દબાયેલો અવાજ સંભળાતો હતો. ધૂળ ઊડતી હતી; એના પર સેંકડો ખરીઓની છાપ ઊઠી આવી હતી. એમની પાછળ પાછળ ખોસેલાં ધોતિયાંવાળા કાળામેશ ભરવાડો ખભે આડી લાકડીઓ રાખી મોં વાટે વિચિત્ર અવાજ કાઢતા આવતા હતા. એ ઘેટાં-ઓનાં ટોળાંમાં બકરીઓ પણ હતી, લાંબા વાળવાળા કૂતરાઓ પણ હતા.

પશ્ચિમ દિશામાં આકાશ લાલચોળ બન્યું હતું. પૂર્વ દિશામાં પવન વહેતો હતો. સફેદ વાદળીઓના નાના નાના ઢગલાઓ લાલચોળ પશ્ચિમ દિશાથી ભૂરી-કાળી પૂર્વ દિશા સુધી પથરાઈ રહ્યા હતા. જમીન પેઠે આકાશમાં પણ ધોળાં ઘેટાં વાડા ભણી જઈ રહ્યાં હતાં.

બચ્ચાંવાળી ઘેટીઓ દોડાદોડ આવી પહોંચી. આઠદસ દિવસનાં એનાં બચ્ચાં-લવારાં ઘેર રહ્યાં હતાં. લથડતા પગ પર શરીરનો ભાર ઉઠાવી તેઓ ચાલતાં હતાં;

પાતળી ગુલાબી જીભો બહાર કાઢી કાતર સ્વરે ચીસો પાડતાં હતાં. ઘેટીઓનું ટોળું આવી પહોંચતાં જ તેઓ એમની ગોદમાં ઘૂસી જઈ માથું મારવા લાગ્યાં.

સીમમાંથી પાછી આવેલી ભરવાડણોએ ઘરમાં ચૂલા સળગાવ્યા. ઘાસનાં છાપરાંઓમાંથી ધુમાડો આકાશમાં ચડવા લાગ્યો. ભરવાડો ઘેટાંઓને વાડામાં પૂરવાની ખટપટમાં પડયા.

જોતજોતાંમાં ગાઢ અંધકાર વ્યાપ્યો. ઘેટાંઓનો શોરબકોર, ચકલાં-કાગડાઓનો ક્લબલાટ, આદમીઓની બૂમો—બધું વિલાઈ ગયું.

નિશાળની બહાર ઓટલા પર લટકતા પગ રાખીને હું બેસી રહ્યો. ઊંચે તારલિયા ટમટમી રહ્યા હતા. નીચે દીવા ઝબક્ઝબક થતા હતા. પવનની શીતળ લહરીઓ વહેતી હતી.

અંધારામાં કોઈ આવ્યું અને સામેને છેડે આવેલા હનુમાનજીના મંદિરમાં દીવો સળગાવી ગયું. મનમાં વિચાર આવ્યો કે એ અજવાળામાં બેસીને ઢેબરાં ખાઉં અને છોકરીએ આપેલ પાણીમાંથી જે વધ્યું હોય તે પી લઉં; પણ શરીરે એનો અમલ કર્યો નહિ. થાંભલાની કુંભીને ટેકો દઈ એ અંધારા ભણી જોતો હું બેસી જ રહ્યો.

આજથી ત્રણ વરસ સુધી હવે આ જ મારું ગામ થવાનું હતું. મારે અહીં જ રહેવાનું હતું. અહીંના લોકો સાથે મારે ભળી જવાનું હતું. એમનો વિશ્વાસ—પ્રેમ મારે મેળવવવાનો હતો. પ્રતિષ્ઠા જમાવવી હતી. અને એ બધાની સાથોસાથ ઊખડીને ઊકરડો બની ગયેલી, ચક્લાંઓની હગાર તથા મચ્છરોની દુર્ગંધથી બૂમ મારતી આ શાળાને મારે મોભો અપાવવાનો હતો. બાળકોને એકઠાં કરવાં, એમને નિશાળમાં આવવાનો ચસ્કો લગાડવો, જાતે ગામમાં રહીને પ્રતિષ્ઠા જમાવવી, એ બધાની આડે મારી બાળક જેવી ઉંમર અને સુક્લકડી કાયા આવતી હતી. એમાં આ રીતનું ગમાર ગામ! જ્યાં આજ સુધી નિશાળમાં આઠદસ છોકરા પણ આવ્યા નહોતા એવું આ ગમાર ગામ હતું. આ બધું શી રીતે બનશે ? કઈ રીતે ચાલશે ?

સામે પગરવ થયો. હનુમાનજીના મંદિરમાંના દીવાનો પીળો-રાતો ઝાંખો પ્રકાશ બહાર આવતો હતો. એની પાર્શ્વભૂમિ પર કોઈ કાળો આકાર દેખાયો. અંધારામાં

મને કશું દેખાતું નહોતું. માત્ર એટલું જ જણાતું કે કોઈક નજીક આવી રહ્યું છે. હું સહેજ ડરી ગયો.

"કોણ માસ્તર બેઠો છે ?"

મેં ડોસાજીનો અવાજ ઓળખ્યો. કહ્યું : "હા, આવો."

"રોટલા ખાઈ લીધા ?"

"ના; હવે ખાઈશ."

"લે; આ બકરીનું દૂધ લાવ્યો છું."

ચોતરા પર વાસણ મુકાયાનો અવાજ મેં સાંભળ્યો. એ દિશામાં હાથ લંબાવ્યો તો હાથ વાસણને અડક્યો.

એ દરમિયાન અંધારામાં બીજું પણ કોઈક આવ્યું અને ખોંખારો ખાઈને પગથિયાં પર બેઠું.

ડોસાએ પૂછ્યું : "કોણ આવ્યું ?"

"એ તો હું છું પટેલ!"

"આનંદો તો નંઈ ?"

"હા."

"માળા મૂરખ ! માસ્તર અંધારામાં બેઠો છે. ઘેર જઈને દીવો તો લઈ આવ ?"

"કોણ માસ્તર ?"

ડોસાને પહેલેથી માંડીને બધી વાત કહેવી પડી. માસ્તર કોણ, શા માટે આવેલા છે, ક્યારે આવેલા છે, ક્યાંનો છે, વગેરે તમામ સવાલોના જવાબ ડોસાએ આપ્યા. બધું સાંભળ્યા પછી આનંદાએ ઊઠીને દીવો લેવા જવા ચાલવા માંડ્યું. લોટો, પ્યાલો, દીવો, પથારી, બધી ચીજો આવશ્યક હતી. આવતી વખતે એ બધું મારે સાથે લાવવું જોઈતું હતું. પણ ધ્યાનમાં રહ્યું નહિ.

આનંદા રામોશી દીવો લાવવા ઊપડી ગયો. એ પાછો આવ્યો તે દરમિયાન બીજા દસબાર આદમીઓ આવ્યા અને કામળો પાથરી નીચે જમીન પર જ બેસી ગયા. વાતચીત પરથી તેઓ એકબીજાને ઓળખી ગયા. કોઈની ઘેટીને વરુએ મારી નાખી હતી; એનું વિગતવાર વર્ણન કરવામાં આવ્યું. વરુની માદા ઝાડીમાં વિયાઈ છે, એનો અહીં પડાવ છે; રાતના જઈને મારી નાખવામાં આવે તો ત્રાસ

જાય વગેરે બધું કહેવાયું. કોઈએ એની મશ્કરી કરી. એ જાનવર એમ હાથ નહિ આવે, એ કાયમ રખડયા કરતું હોય છે, એવો મત એકે દર્શાવ્યો. અને આ બધું પતી ગયા પછી કોઈ ખબર લાવ્યું કે ઘેટીને કોઈ વરુએ નહિ પણ કૂતરાએ જ મારી નાખી હતી. એ કૂતરો ફલાણા ફલાણાનો હતો અને એ બનાવ ફલાણા ફલાણાએ જોયો હતો.

ફેંટાનો છેડો આડો ધરી રાખી આનંદા દીવો લાવ્યો. એ અજવાળામાં હું જોઈ શકયો કે બારથી પણ વધારે માણસો ત્યાં જમીન પર બેઠા છે. લગભગ તમામના શરીર પર અંગરખાં નહોતાં; તમામની પાસે મોટા કામળા હતા. કેટલાકોએ એનો ગોટો વાળીને નીચે બેસવા માટે વાપર્યો હતો; એકાદબે જણાઓ જ કામળો શરીર પર લપેટીને બેઠા હતા.

નિશાળમાં જઈને આનંદાએ લાવેલા દીવાના અજવાળામાં મેં ખાઈ લીધું; પછી હું બહાર આવ્યો.

પટેલે પૂછ્યું: "રોટલા ખાધા?"

મેં જવાબ આપ્યો: "હા."

ખોંખારા ચાલુ હતા તે પરથી જાણ્યું કે સભા હજુ બેઠી હતી. એક વાર વિચાર આવ્યો કે અંદરનો દીવો બહાર લાવવો પરંતુ પવનના ઝપાટામાં એ ઓલવાઈ જાત; અને મારા સિવાય બીજા કોઈને એની જરૂર પણ લાગતી નહોતી. મારી પાસે બેસનારો અને મને 'દીકરા' કહી મારી સાથે વાત કરનારો એ ઘરડો ડોસો ગામનો મોટેરો છે એનો અનુભવ મને અત્યાર સુધીમાં મળી ગયો હતો. લોકો એનો ઉલ્લેખ 'પટેલ' શબ્દથી કરતા હતા.

થોડી વાર પછી ન દેખાતી સભાને સંબોધીને પટેલે કહ્યું: "અલ્યા ભાઈ! માસ્તર આવ્યો છે. કાલથી હવે છોકરાને નિશાળે મોકલો."

કોઈ ખોંખારો ખાઈને થૂકયું.

પડખેના આદમી સાથે ધીમે અવાજે વાત કરતાં કોઈ બોલ્યો: "ગામમાં છોકરાં છે જ કયાં?"

ડોસાએ અવાજ ચડાવીને સવાલ કર્યો: "તો શું ગામ વાંઝિયું છે?"

"એમ નથી. પણ નિશાળમાં આવે એવા છોકરા નવરા કયાં છે?"

"એકે ય નથી? તો બધા કામે વળગ્યા છે એમ જ કહો ને?"

" ઘેટાં પાછળ, બકરાં પાછળ, બધા સીમમાં જાય છે. આમાં નવરો કોણ છે?"

થોડી વાર ઊલટાસૂલટા સવાલો અને જવાબોનો કોલાહલ મચ્યો. પછી મેં કહ્યું: "છ વરસથી મોટી ઉંમરના જે છોકરાઓ બકરાં ચારવા જાય છે, એ બધાં શું એકલા જાય છે?"

"ક્યાંથી જાય? સીમમાં મોટા ભાઈઓની પાછળ પાછળ ફર્યા કરે. નાના હોય તો બેત્રણ જણા ભેગા થઈને બકરાં પછવાડે જાય."

"તો એવાં છોકરાંઓ હોય એમને મોકલો. એમને જો થોડું લખતાં-વાંચતાં આવડશે તો નુકસાન નહિ થાય. થશે તો લાભ જ થશે."

તમાકુ ભરેલા મોંમાંથી દૂરથી જ અવાજ સંભળાયો: "અને એમનાં પેટ ભરવાનું શું?"

ઘડીભર મને એનો જવાબ સૂઝ્યો નહિ. છોકરાઓ જો નિશાળે આવે તો એમને કોણ ક્યાંથી ખવરાવે એવા સવાલનો અનુભવ મને હજુ સુધી મળ્યો નહોતો. મારો એવો ખ્યાલ હતો કે નાનાં બાળકોને માબાપ કમાઈને ખવરાવે. પરંતુ ખુદ ડોસાએ જ જવાબ દીધો: "ભૂખે મરે તો મારે ઘેર આવે. શેર જુવાર હું આપીશ. માળા બાયલા! દરેક કામમાં વાંધો જ કાઢે! પંત સરકારે મજેની નિશાળ કાઢી છે, માસ્તર આપ્યો છે, તો ભાઈ! ભણવામાં તમારું જાય છે શું?"

બસ! એ પછી બધાના સૂર બદલાઈ ગયા. કોણ કોણ છોકરાને મોકલી શકશે એની ચર્ચા થઈ. અમારો સદો આવશે, અમારો મહાદો આવશે, તમારો નુકો આવશે, આનો સખો આવશે—એમ ગણતાં ગણતાં દસબાર છોકરા થઈ ગયા.

પટેલે કહ્યું: "બસ માસ્તર! તારા મનનું ધાર્યું થયું ને? કાલથી હવે કામે લાગી જા."

ચર્ચાનો આ રીતે અંત આવ્યો. દરમિયાન કોઈ કોઈ ઘેર જઈ આવ્યા હતા. લોકો હમણાં જશે, હમણાં બધા વિખરાઈ જશે એમ માનીને હું બેઠો હતો. પણ ઈધરતીધરની વાતો નીકળી પડી. વરસાદ-પાણી, ગોચર, ઘેટાંઓ, મારું કેમ ચાલે છે, તારું કેમ ચાલે છે, વગેરે વાતો ચાલી. મેં ધીરે રહી પટેલને કહ્યું:

"તો હવે સૂઈ જાઉં?"

"હા હા, સૂઈ જા. સવારના પો'રમાં છોકરા આવશે. તું ચિંતા ન કર."

અંદર જઈને મેં ચાદર પાથરી અને ધોતિયું ઓઢીને આડો થયો. દીવો રામ કર્યો. બહાર વાતો ચાલતી હતી. મારી આંખો મળી ગઈ.

વચ્ચે જાગ્યો ત્યારે બહાર ચાંદો ઊગ્યો હતો. મંડળી પૈકી કેટલાક ચોરામાં તો કોઈએ ચોગાનમાં જ્યાં બેઠા હતા ત્યાં જ કામળો ઉપર-નીચે લપેટી આડા પડયા હતા. સામે ગામને છેવાડે બે બેઠાં ઘાટનાં મકાનો હતાં. એના પડછાયા પડયા હતા. વચલી શેરીને બીજે છેડે પથ્થરથી ચણેલી તળાવડી દેખાતી હતી. એને બીજે છેડે ખુલ્લું મેદાન હતું. દૂર ઝાંખા ઝાંખાં ઝાંખરાં કળાતાં હતાં, તથા જે લીમડાના ઝાડ તળે તાપની વેળા આવીને હું બેઠો હતો એ ઝાડ શાંત ઊભું હતું. એની ઉપલી ડાળીઓ પર ચાર ધોળા બગલાઓ ચુપચાપ બેઠા હતા

## 4

મને આવ્યાં આઠદસ દિવસ થઈ ગયા હતા, છતાં હજ છોકરાઓ નિશાળમાં-આવતા નહોતા, નિશાળ ચાલતી નહોતી. કદી કોઈ દહાડો બેત્રણ છોકરાઓ પણ કલાક અરધો કલાક બેસતાં જ કંટાળી જતાં, અને પેશાબનું બહાનું બતાવી બહાર ચાલ્યા હતા, તે પાછા આવતા જ નહિ. એમાંથી પણ કદાચ કોઈ એકાદ નિયમિત રીતે આવવા લાગતો તો કોઈ વાર મા અગર બાપ આવીને રોટલો ખાવાને બહાને ઘેર લઈ જઈ એને બકરાં ચારવા રવાના કરી દેતાં. ખોટું ખોટું બહાનું બતાવવા સારુ કદી કોઈ છોકરાને ઠપકો આપતો તો એ રડવા લાગતો અને ઘેરથી એની મા દોડી આવતી. "અલ્યા ભાઈ! તારે કાંઈ છોકરાંછૈયાં છે કે નંઈ? ધૂળ પડી તારી નિશાળમાં! બેટા! તું ઘેર ચાલ." એમ કહીને હાથ પકડીને ઘેર લઈ જતી. નિશાળ આ ઢબે ચાલતી હતી.

લોકો હમેશાં ચોરા સામેના ચોગાનમાં એકઠા થતા હતા. એમની સામે વાત રજૂ કરવામાં આવતી ત્યારે તેઓ કહેતા: "હજુ છોકરાને ટેવ પડી નથી. મહિનો-પંદર દિવસ જવા દો."

એટલા દિવસ જવા દીધા વિના મારાથી બીજું થઈ પણ શું શકે તેમ હતું? દરમિયાન પટેલે મને એક નાનકડું ઘર કાઢી આપ્યું હતું. એમાં મેં મારો

વસવાટ જમાવ્યો હતો. એટલે કે ત્રણ પથરા માંડી ચૂલો બનાવ્યો હતો. રવિવારે ઘેર જઈને બેચાર વાસણો લેતો આવ્યો હતો, ને જાતે રાંધીને ખાવા માંડયું હતું.

એક દહાડો રાત્રે ભાલો લઈને દાદુ હાજર થયો. દીવાને અજવાળે પથારીને ટેકે હું અમસ્તો બેઠો હતો.

આવતાંવેંત શેતરંજી પર પલાંઠી વાળીને એ બેઠો. હાથમાંના ભાલાને ભીંતને ખૂણે ટેકવી રાખી એ બોલ્યો: "તારે ભાગે ત્યારે આ ઘર જ આવ્યું, કાં?"

અત્યાર સુધીમાં આ લોકોની વાતચીત કરવાની તોછડી રીતથી હું ટેવાઈ ગયો હતો. માનાર્થે બહુવચન વાપરવાની રીત તેઓ જાણતા જ નહોતા. વારુ; સ્નેહને કારણે, વધારે ઓળખાણ-પિછાનને અંતે જો આમ થતું હોય તો મને માઠું ન લાગત. પરંતુ ગમે તે અજાણ્યો ભરવાડ આવીને "કેમ રે માસ્તર!" કહે તો મને કંઈનું કંઈ થઈ જતું. એમાં પણ દાદુએ આ રીતે બોલાવ્યાથી મને ઘણું લાગી આવ્યું.

ખિસ્સામાંથી ચલમ કાઢી એણે એમાં તમાકુ ભરી. પડી ન જાય એટલા સારુ પગનો અંગૂઠો અને એની પડખેની લાંબી આંગળી વચ્ચે એણે ચલમ ઊભી રાખી અને ખાલી થયેલ હાથે ચકમક ઘસી કાકડી પેટવી. બળતી કાકડીને ચલમ પર ગોઠવી ફકફક કરી ટૂંકા દમ લીધા અને પછી એક લાંબો દમ લઈ ધુમાડાનો ગોટો વહેતો મૂકયો. પેટમાં ગયેલા કડક ધુમાડાને લીધે એની આંખે ઝળઝળિયાં આવી ગયાં.

આ માણસ પહેલી વાર મળ્યો ત્યારથી જ એના પ્રત્યે મારા મનમાં અંટસ પડી ગયો હતો. તપાસ કરતાં મને જાણવા મળ્યું હતું કે આ આદમી ગામમાં એકબીજા વચ્ચે ખાલી આડંદોડાં કરીને જીવે છે. ગામમાં એનો ધાક હતો; તાલુકાના અધિકારીઓ જોડે એની બેસઊઠ હતી; થોડુંઘણું લખી-વાંચી જાણતો હતો. તેથી ગામ લોકો ઘણી વાર એની સલાહ લેતા.

નાક-મોં વાટે ધુમાડાના ગોટા કાઢીને એણે ચલમ ઠારી દીધી, અને ઓરડામાં ચોમેર જોઈ લઈને બોલ્યો: "તારી પહેલાંનો માસ્તર પણ આ જ ઓરડામાં રહેતો હતો."

મને ઊડતા સમાચાર મળ્યા હતા કે એ માસ્તરે ગામમાં કંઈક ખટપટ કરી હોવાથી એને માર પડયો હતો. લોકોએ જ એને બેહદ ફટકાર્યો હતો. એ યાદ-આવતાં ડરને લીધે મને મનમાં ગભરામણ થઈ છતાં મોં પર કશું દેખાવા દીધા વિના મેં પૂછ્યું: "એમ?" પરંતુ મારો અવાજ ગભરાયેલ ઘેટા જેવો નીકળ્યો હતો.

"સીધી રીતે નોકરી કરવાને બદલે ગામમાં એ દાદાગીરી કરવા લાગ્યો. ઠેઠ અમારા ચૂલા સુધી પહોંચ્યો. બેચાર વખત મેં એને ચેતવ્યો. કહ્યું, અમારાં બૈરાંઓ ભણી, અમારી વહુ-દીકરીઓ ભણી આંખ ઊંચી કરીને જોઈશ નહિ; પરિણામ સારું નંઈ આવે. પણ એણે મારી વાત માની નહિ. એને લાગ્યું કે પોતે સરકારી નોકર છે. આ મૂરખ ભરવાડો પોતાને શું કરવાના છે? આમ નાહકનો મર્યો પડયો."

આમ કહી એણે એના ઘરડા મોં પર ખુશાલી પ્રગટ કરી અને પોતાની લાલ આંખો મારા પર ખોડી. હું ડરી ગયો. જરા ઠીક થઈને બેઠો.

ખૂણામાં રાખેલો ભાલો એણે પાસે ખેંચ્યો અને ઉમેર્યું: "આ જ વખત હતો; તારી પેઠે જ બેઠો હતો. હું આવ્યો અને કશું બોલ્યા-ચાલ્યા વિના જ ભાલો ઊંચો કરી એ ઊંધો પડી ગયો ત્યાં સુધી એને ઠમકોર્યો. ધોતિયું પલળી ગયું. મારે પગે પડવા લાગ્યો. પણ હું તો ગુસ્સામાં હતો. દસબાર લાફા માર્યા અને એ મડદા જેવો થઈ ગયો ત્યારે મેં કહ્યું: "ચુપચાપ છોકરાઓને ભણાવવાનું જ કામ ગામમાં કરજે; ગુંડાગીરી કરી છે તો જાનથી મારી નાખીશ."

દીવાનું રાતું અજવાળું એ ચુગલીખોરના લાકડાંવાળા ચહેરા પર પડતું હતું. મૂછો વીંખાઈ ગઈ હતી અને બીડીથી કાળા થયેલા હોઠ પર એણે લાંબા દાંત ભીંસી રાખ્યા હતા. મારે શું બોલવું તે સૂઝતું નહોતું. અજાણપણે "હી ... હી ..." કરી હું હસી પડયો ને બારણા ભણી જોવા લાગ્યો. અત્યારે કોઈ આવી ચડે તો સારું, એમ મને મનમાં થતું, પણ બહાર અંધારું ઘોર હતું.

મૂછો પર મૂઠી ફેરવી દાદુ બોલ્યો: "માસ્તર! હસ નહિ. વાત હસી કાઢવા જેવા નથી. તું નવો આવ્યો છે. તારું કામ જ સરખી રીતે કર્યા કરજે. ગામમાં માથું ન મારતો. નિશાળમાં છોકરા આવે તો એમને ભણાવજે; ગામને ભણાવવાની પંચાતમાં પડીશ નહિ."

ભોંય પર પડેલી ચલમ, સાફી તથા ચકમક ઉઠાવીને એણે ખિસ્સામાં મૂકયાં, ભાલો લીધો અને છાતી કાઢતો ઓરડા બહાર ચાલ્યો ગયો; અંધારામાં ગાયબ થઈ ગયો.

થોડી વાર સુધી હું છાનોમાનો બેસી રહ્યો. કપાળે પરસેવો વળ્યો હતો. શ્વાસ ખૂબ ધીરે ધીરે ચાલતો હતો. મનમાં વિચાર આવ્યો કે ઝટ ઊભા થઈ બારણાંને સાંકળ વાસી દઉં, પણ એ ક્રિયા મારાથી થઈ ન શકી.

ઓરડામાં કામળા પર ઊંધું મોં રાખી હું આડો પડયો.

એમ ને એમ થોડો વખત પસાર થયો. એટલામાં ખુલ્લા બારણામાંથી કોઈ અંદર આવ્યું હોય એવો ભાસ થયો. મારાં રૂંવાં ખડાં થઈ ગયાં. ભયની ધ્રુજારી હાડોહાડ ઊતરી ગઈ. ઝટ કરતાં બેઠાં થઈ મેં સામે જોયું. બહારના અંધારામાંથી વીશ-બાવીશ વરસનો એક હૃષ્ટપુષ્ટ આદમી અંદર દાખલ થયો અને ઊંબરા પાસેની દીવાલને અઢેલીને બેઠો. હું એને ઓળખતો નહોતો; આજ સુધીમાં મેં એને ગામમાં કદી જોયો પણ ન હતો.

ફાટી ગયેલા સ્વરે મેં પૂછ્યું: "કોણ છે?"

"હું, આયબુ."

મને કશો ખ્યાલ ન આવ્યો. વરસાદમાં ભીંજાતા કૂતરાની પેઠે અંદર આવીને બેસનારો આ આયબુ કોણ છે, તે તુરત મારી સમજમાં આવ્યું નહિ. પણ એ તો ઘૂંટણ ઊંચા કરી બંને હાથ વડે એને ભીડીને ચુપચાપ બેઠો હતો. પછી એણે મોં ફેરવીને મારા ભણી જોયું. દીવાના અજવાળામાં એની ઝીણી આંખો અને હસતું મોં હું જોઈ શકયો.

"અહીંનો જ છો?"

"ના, એખતપુરનો છું."

"એખતપુરનો? એટલે ઘણે દૂરથી અહીં આવ્યો લાગે છે. અહીં કોને ત્યાં ઊતર્યો છે?"

માથા પર દાબીને બેસાડેલી ટોપી આયબુએ ઉતારીને જમીન પર મૂકી; બંને હાથની હથેળીઓ ભેગી કરી આખા ઓરડા પર નજર ફેરવી લીધી અને જવાબ આપ્યો: "મારે કોઈ નથી. પેટ ખાતર ગામેગામ રખડું છું. આજે અહીં આવી ચડયો. નિશાળ સામેના લોકોએ કહ્યું: "માસ્તર એકલો છો; જા જઈને એને સાથ આપ. એટલે અહીં આવ્યો."

અને જાણે એને અને મારે ઘણા દિવસની—ઘણાં વરસની ઓળખાણ હોય એવું મને લાગ્યું. ફૂલેલા ગાલ અને લાલ નાકવાળો આ આયબુ શા માટે રડખતો હશે, શી રીતે જીવતો હશે, એનો કોઈ વિચાર મારે કરવો ન પડયો. તેં વતન કેમ છોડયું; બરાબર અહીં જ કઈ રીતે આવ્યો, શું કરીશ, કયાં રહીશ, પહેરેલાં કપડાં વિના તારી પાસે બીજું કશું કેમ નથી, એ સવાલો મારે પૂછવા ન પડયા. પહેરેલો

ચીંથરેહાલ ઝભ્ભો અને મુસલમાની પાયજામો પહેરનાર આયબુ સાથે મારે વધારે લાંબી વાતચીત થઈ નહિ.

સવારના નાસ્તા સારુ રાખેલો એક રોટલો મેં બહાર કાઢી એ પર થોડું મરચું અને તેલ નાખ્યાં અને એના હાથમાં મૂકયો. જે રીતે બેઠો હતો એ રીતે જ બેસી રહીને એક હાથમાં એણે રોટલો લીધો અને જોતજોતાંમાં સફાચટ કરી ગયો; ચપ-ચપ અવાજ કરતું એનું મોં બંધ થયું. લોટો ભરીને આપેલું પાણી એણે એક હાથનો ખોબો કરીને પીધું, ઉંબરા બહાર ઊતરી કોગળો કરી આવ્યો, ખાલી થયેલો લોટો એણે દીવાલને અડીને ઊંધો વાળ્યો અને બાંય વડે મોં લૂછીને પાછો પહેલાં જેમ બેઠો હતો તેમ આસપાસ જોતો બેસી રહ્યો.

હું પણ વીંટો કરી રાખેલા બિછાનાનો ટેકો લઈ છત ભણી જોતો પાંચ-દસ મિનિટ પડયો રહ્યો.

અને આયબુના ઘોરવાનો ઘેરો અવાજ સંભળાવા લાગ્યો. એ જ સ્થિતિમાં ગોઠણ વચ્ચે માથું રાખીએ ઊંઘી ગયો. આશરો મળ્યો, પાણીઆધાર રોટલો મળ્યો; એને ગાઢ નીંદર આવી ગઈ. મેં નીચે પાથરેલો કામળો કાઢી એના ભણી ફેંકયો. શરીર પર કામળો પડતાં જ એ જાગી ગયો. ભારે થયેલી આંખો વડે એક વાર એણે મારા ભણી અને એક વાર એ કામળા ભણી જોઈ લીધું. ચાદર પાથરીને હું એના પર સૂતો હું એ ખ્યાલમાં આવતાં જ એણે કામળો લઈ લીધો. અરધો ભાગ નીચે પાથર્યો, અરધો ભાગ માથા પર ઓઢી લીધો અને દૂધ-ભાત ખાઈને જેમ બિલાડી સૂઈ જાય તેમ આયબુ સૂઈ ગયો, ધીરે ધીરે પાછો ઘોરવા લાગ્યો.

મેં મનમાં નક્કી કર્યું કે ભાલો લઈને ફરનારાથી હવે જરા પણ ડરવું નહિ. ખરું જોતાં હું બીકણ હતો જ નહિ. વીતી ગયેલા નાનકડા જીવતર દરમિયાન કેટલાય સારામાઠા અનુભવો હું લઈ ચૂકયો હતો, સામાન્ય છોકરાને ભાગ્યે જ જોવી પડે એવી જિંદગી હું ભોગવી ચૂકયો હતો, પરંતુ એને હિસાબે આ અનુભવ જુદો હતો, તેથી હું એકદમ ગભરાઈ ગયો. પરંતુ આ ગભરામણની સાવ ઊલટી પ્રતિક્રિયા હોય એમ મારામાં અસાધારણ નીડરતા આવી ગઈ અને પવન આવવા સારુ બારણું ખુલ્લું રાખી આયબુ પેઠે જ સાવ બેફિકર બની હું પણ ગાઢ નિદ્રામાં પડયો.

## 5

બનગરવાડીની વસતિનો મોટો ભાગ ભરવાડોનો હતો. રંગે કાળામેશ આ ભરવાડો કાયમ ખુલ્લે શરીરે રહેતા હતા. બહારની દુનિયા વિશે એમને ખાસ કોઈ માહિતી નહોતી. એ ન હોવાનું એમને કશું ભાન પણ નહોતું. વહેલી સવારમાં ઊઠીને આખી રાત વાડામાં પૂરી રાખેલાં ઘેટાંઓને લઈને તેઓ ગામ બહાર નીકળી પડતા. આશરે ત્રણ માઈલ દૂર ખૂબ ઘાસવાળું એક ચરિયાણ હતું; ત્યાં તેઓ જતા. સો-સો ઘેટાંઓની પાછળ એકએક ભરવાડ અને અકેક કૂતરો રહેતા. નીચી મૂંડી રાખીને મોં વડે ફરફરાટ કરતાં ઘેટાંઓનું ટોળું સતત ડર્યા જ કરતું. અહીંથી તહીં ફરતાં ઘેટાંઓ સાથે અનેક જાતનાં ઘાસનાં બી એમની ઊન સાથે ચોંટીને સ્થળે સ્થળે વેરાયા કરતાં અને એમાંથી બીજે વરસે ઘેટાંને ચરવા માટેનું ઘાસ પેદા થતું. ખભે લાકડી રાખી ભરવાડ ઘેટાની પાછળ ફર્યા કરતો—બાળી નાખતા તાપમાં આખો દિવસ ઊભો ઊભો તપ્યા કરતો. એનો કૂતરો પણ કંટાળી જતો. ટપોટપ કરતાં ઊડતાં ટીડડાંઓ પાછળ દોડ, કાળાશ પડતા કાચીંડા પાછળ દોડ, વિના કારણે ભસભસ, એમ કરી એક યા બીજી રીતે એને પોતાનો કંટાળો દૂર કરવો પડતો. ભરવાડની પણ એવી જ દશા થતી. પછી કોઈ વાર એકાદ ચપળ ઘેટાને પસંદ કરી એના ગળામાં એ ઘૂઘરા બાંધતો; રોટલા ખાવા બેસે ત્યારે એકાદ ટુકડો એના મોંમાં આપતો; પાક ઉપર આવેલાં કણસલાં દેખાય તો એકાદબે કૂંમળાં ડૂંડાં તોડીને એને ખવરાવતો. આમ કરવાથી એ ઘેટું કૂતરાં પેઠે એની પાછળ-પાછળ ફર્યા કરતું. આટલી તૈયારી થઈ જાય એટલે જ્યારે બીજાં ઘેટાં ચરતાં હોય ત્યારે મોજ માણવા ખાતર એ પેલા ઘેટાને લાકડી પરથી ફલાંગ મારતાં શીખવતો; બેસ કહેતાં બેસી જવાની અને ઊઠ કહેતાં ઊભા થવાની એને ટેવ પાડતો.

કોઈ વાર હાથમાંહેની કુહાડીથી એ બાવળની ડાળખી તોડતો અને બેઠો બેઠો એને છોલતો, તો કોઈ વાર જાળ નાખી કબૂતરને પણ પકડતો.

ઘેટાં ચર્યા કરતાં અને ભરવાડો આવી કશીક યુક્તિપ્રયુક્તિ શોધીને વખત પસાર કરતા.

પણ આમ સાવ એકલાં પડવાનો વખત એને ભાગ્યે જ આવતો; કેમકે મોટે ભાગે ત્રણચાર ભરવાડો સાથે રહીને જ પોતાના ટોળાને ચરાવતા. બપોરને વખતે વારાફરતી કૂવા પર જઈને નાહી લેતા. જેમ જેમ તડકો ચડવા લાગતો તેમ તેમ ઘેટાંઓ પણ થાકીને પાણી તરફ જવા લાગતાં. સુકાઈ ગયેલા નાળા-વહેળામાં લીલી કાચ લીલ તળેનું પાણી પીને તેઓ સુસ્ત બની જતાં અને અધૂરા છાંયડામાં ઊભાં રહેતાં. ત્યારે ભરવાડો પણ છાંયો શોધી એકઠા બેસીને રોટલો ખાતા. ખાધા પછી ચોકી રાખવા સારુ એકાદ જણ જાગતો રહેતો અને બાકીના બે-ત્રણ જણા કામળાનો ગોટો વાળી ઓશીકું લેતા અને ફેંટાનો છેડો મોં પર ઓઢીને ઊંઘી જતા. એમના કૂતરાઓ ઠંડી ભીની રેતીમાં આડા પડી હાંફયા કરતા.

થોડો દિવસ બાકી રહે ત્યારે ભરવાડો ઘેટાંઓને ગામની દિશામાં વાળતા. પાછા ફરતાં ફરતાં સીમમાં જે કાંઈ મળી જાય તે મોંમાં ભરતાં ભરતાં ગામ સુધી પહોંચતામાં ઘેટાંઓને સાંજ પડી જતી. ગામની પાસે આવી પહોંચતાં જ દરેક ભરવાડ છૂટો પડી પોતપોતાનાં ઘેટાંઓને બોલાવી લેતો. વળી પાછાં એક ટોળાં-માંથી ત્રણ ટોળાં બની જતાં.

પતિ ઘેટાં ચારવા જાય ત્યારે પાછળ ઘેર રહેતી ભરવાડણો રેંટિયો અગર તકલી પર ઊન કાંતતી, અને ઘેટાં પાછાં ફરે કે તુરત ઊભી થઈ વાડામાં પૂરી રાખેલાં નાનાં બચ્ચાં—લવારાંને છોડી મૂકતી, અને બેચાર કરગઠિયાં ચૂલામાં નાખી દેવતા કરતી. ત્યાર સુધીમાં લગભગ અંધારું થઈ જતું. બધાને ઘેર દીવાસળી ન હોય એટલે ઘણી બૈરીઓ પોતાના દીવા પાડોશણને ત્યાં લઈ જઈ સળગાવી લાવતી અને ચૂલો સળગાવીને ગરમાગરમ રોટલા ઘડવા બેસી જતી.

પાછા આવનારા ભરવાડો માટે પોતપોતાનાં ઘેટાં ખોળી લઈ ભેગાં કરવાનું કલાક દોઢ કલાકનું કામ રહેતું. ઘેર રહેલાં લવારાં અને સીમમાંથી આવનારી માદા-ઘેટીઓની હોહા મચી રહેતી. માતા બચ્ચાંને શોધ્યા કરતી અને બચ્ચું માને ખોળતું. બેં બેં અને મ્હેં મ્હેં ની ચીસોનો કોલાહલ મચી રહેતો. ભૂખ્યું બચ્ચું ગમે તે માદાની કૂખમાં પેસી માથાં મારવા લાગતું; આ અજાણ્યો સ્પર્શ માતા ઓળખી જતી અને કૂદકા મારી બાજુ પર ખસી જવાનો પ્રયત્ન કરતી. એ ધક્કાધક્કીમાં બચ્ચું ચત્તું ઢળી પડતું અને બચ્ચા ખાતર ગાંડી બનેલી ઘેટીની લાતો એના મોં અને આંખો પર પડતી. આખા ગામમાં આ ગડબડ મચી રહેતી. હજાર-બારસો

ઘેટાં અને એમનાં ત્રણસો-ચારસો લવારાંના અવાજો ઊઠતા. ભરવાડ અને ભરવાડણોને સાદી વાત પણ બૂમો પાડીને કરવી પડતી. ઘેટાંઓના કોલાહલમાં આ બૂમો સમાઇ જતી, પવન જોરશોરથી ફૂંકાયા કરતો. ચકલાં અને કાગડાઓ શોર મચાવતાં. ઘેટાંઓની લીંડીઓ અને પેશાબની દુર્ગંધ આવ્યા કરતી.

ઘેટાંઓની આવી ગડબડ દરમિયાન અંદર ઘૂસી ભરવાડને મા અને બચ્ચાંને મેળવી દેવાં પડતાં; આ લવારું આ ગંગાનું, આ લવારું આ ભૂરીનું, એમ મેળવવાં પડતાં. છૂટાં પડી ગયેલાં લવારાની પાછલી ટાંગ પકડીને ભરવાડ એને ચલવીને મા પાસે લઈ જતો અને ધવરાવતો. આ બધો મામલો અરધો અરધો કલાક ચાલતો. પછીથી શોર બંધ થઈ જતો; કેવળ માને ધાવતાં લવારાંનો બચ બચ અવાજ કાને પડતો. બચ્ચાંઓના ધૂળથી રગદોળાયેલા શરીરને માતાઓ ચાટતી અને સફેદ જાડા દૂધ વડે બચ્ચાંઓનાં મોં ગોબરાં થતાં.

ચોતરા પાસે ભેટી જતા ભરવાડો એકબીજાને પૂછતા: "કાં, બધાં મળી ગયાં?"

"હા. તારાં?"

"મળી ગયાં."

દરમિયાન ભરવાડણોએ ચાર રોટલા ઘડી કાઢ્યા હોય; બટકે ચડાવવા માટે ધપેલીમાં મગ-મઠની દાળ ચડતી હોય. ઘેટાંઓનો મેળ મેળવીને ભરવાડ ઘરમાં પેસે અને સવારથી ઊભી રહેલી એના હાથમાંહેની લાકડી આડી થાય. કોગળો કરીને એ ઊભડક બેસી જાય અને અધૂરા અજવાળામાં રોટલો ખાવા લાગી જાય. જમણ કે ભોજન શબ્દ એ જાણતો નથી; બસ, રોટલા ખાવા! ભોજન શબ્દ વાપરવા પાછળ કદાચ એકાદ વધારે વાની સમાઈ જાય, એ ભરવાડો જાણતા નહોતા; એની જરૂર પણ નહોતી. તેઓ બે વખત માત્ર રોટલો ખાતા; કોઈ લીલી ભાજીનાં પાંદડાં સાથે, એકાદ ડુંગળીના દડા સાથે, ચપટીક ચટણી અગર મીઠા સાથે એ રોટલા ખાતો. આખો દિવસ સખત મહેનત કર્યા પછી ભરવાડો માત્ર રોટલા ખાતા હોય છે.

રોટલો ખાય એટલે આખો દિવસ રખડપાટ કરનારા ભરવાડના હાથપગમાં એ ઊતરી જાય. પછી કામળો લઈ ઘર બહાર નીકળી પડે. ચોરા પાસે ઘડીભર બેસીને વાતોચીતો કરે અને પાછો વાડા પાસે જઈને આડો થાય. એનો નિમકહલાલ કૂતરો ગોટો વાળી એના પગ પાસે બેસે. વાડામાં ઘેટાં સૂઈ જાય, ઘરમાં ભરવાડણ નાના

બાળકને પડખામાં લઈને સૂઈ જાય અને વાડાના ઝાંપા પાસે કુહાડી ઓશીકે રાખી ભરવાડ સૂઈ જાય. બધાને ગાઢ ઊંઘ આવી જાય. પરંતુ ભરવાડ અને કૂતરો સજાગ રહે.

વહેલી સવારમાં ઘેટાંઓ જાગીને ધડફડાટ કરતાં, પેશાબ-લીંડી કરતાં. વહેલી સવારે ભરવાડ પણ જાગી જતો. ત્યારે વાડામાં ઘેટાંઓનો ઘોંઘાટ ચાલતો હોય. એમને છૂટાં કરતાંવેંત વાડામાં ફરી પાછાં લવારાં માની કૂખમાં માથાં ઘસવા લાગે. સવારનો શીતળ પવન સૂંઘતી ઘેટી શાંતિથી ઊભી રહી લવારાને ધવરાવે. આખો વાડો લીંડીઓના ઢગલાથી ભરાઈ ગયો હોય; પેશાબનાં ખાબોચિયા થયાં હોય. હાથમાં ઝાડુ લઈને ભરવાડ આખો વાડો વાળીને સાફ કરે; પછી એ કીમતી ખાતર ટોપલે-ટોપલે ભરીને કાયમી ઢગલામાં નાખી આવે. અનાજના ઢગલાઓ પેઠે એકઠી કરાયેલી લીંડીઓના આ ઢગલા વરસને અંતે આજુબાજુના ખેડૂતો ખરીદી જતા, તેથી આ કામ ભરવાડો ખૂબ જ કાળજીથી કરતા. આ કામ પૂરું થાય એ દરમિયાન લવારાનાં પેટ દૂધથી ભરાઈ ગયાં હોય; કૂદતાં કૂદતાં, નાનકડી પૂંછડી પટપટાવતા આ ઊનના દડા આમતેમ ફર્યા કરતા હોય. એ બધાંને ભેગાં કરીને ભરવાડ પૂરી દે. ભરવાડણે બનાવેલા તાજા ગરમાગરમ રોટલા ઘેટીના દૂધમાં ચોળીને ભરવાડ શિરામણ કરી લે, અને બપોરે ખાવા સારુ બે-ચાર રોટલા અને મરચાં સાથે બાંધી લે. પછી કામળો અને લાકડી લઈ ઘેટાંઓને ઇશારો કરે. સીમમાં જવા માટે આતુર થઈ રહેલાં ઘેટાંઓ ઊભાં થાય, વાડામાં પૂરેલાં લવારાંને ઊંચે સ્વરે આવજો કહે; બચ્ચાંઓની અંદરોઅંદર ગડબડ ચાલતી હોય. પછી વારંવાર પાછળ જોઈ ચીસો પાડતી બચ્ચાંવાળી ઘેટીઓ ચાલવા લાગે.

સવારનો કૂણો તડકો કઠોર થાય તે પહેલાં ઘેટાંના વાડા ખાલી થઈ જતા. દૂરનાં ખેતરો ખૂંદતા ભરવાડો ઘેટાંઓને લઈ જતા. ઘેટાંઓના નીકળી ગયા પછી ગામનું ચેતન જાણે ચાલ્યું જતું. તે પછી જે ખેડૂતો હતા તેઓ પોતાનાં ઢોર લઈને ખેતરે જતા. નાના છોકરાઓ બકરાં ચારવા જતા. સ્ત્રીઓ ધાવણાં બાળકોને કેડે તેડીને અગર પાટીમાં નાખી માથે લઈને ખેતરોમાં જતી, એમની પાછળ પાળેલા કૂતરાઓ ચાલી નીકળતા. બપોરનો વખત થવા આવતા સુધીમાં રેંટિયા પર ઊન કાંતનારી બાઈઓ સિવાય બનગરવાડીમાં કોઈ નજરે પડતું નહિ.

# 6

હમણાં હમણાં દસબાર છોકરાઓ નિયમિત રીતે નિશાળે આવવા લાગ્યા હતા. જેઓ મજૂરી કરવા જઈ શકતા નહોતા, બકરાં ચરાવવાનું જેમનાથી બની શકતું નહિ, એવા પણ નાના નાના છોકરાઓ નિશાળમાં આવીને બેસતા. હું એમને ગ...મ...ન અક્ષરો શીખવતો.

દિવસ ઊગે અને વાડામાં પૂરી રાખેલાં ઘેટાંઓ બહાર નીકળે કે તુરત નાગા-પૂગા છોકરાઓ નિશાળમાં આવી પહોંચતા. મોં ધોયા વિના, આંખો સાફ કર્યા વિના, એક ઝભ્ભો પહેરીને અને માથે લાલ ફેંટો વીંટીને આવતા અને છાણથી લીંપેલી ભોંય પર બેસીને એકબીજા સાથે ઝઘડયા કરતા. સ્લેટો પર પેનો કરકરવા લાગતી. થૂંક વડે પાટીઓ લૂછવાનું કામ જોસમાં ચાલતું; અવારનવાર કોઈ ટચલી આંગળી બતાવીને બહાર જતો. નિશાળની પાછલી દીવાલના પથ્થરો પર અણી કાઢવા કેટલાએક છોકરાઓ પેનો ઘસતા. આ રીતે પેનો ઘસવાથી પાછલી દીવા-લના ઘણાખરા પથરાઓ ભભૂત ચોળ્યા જેવા દેખાતા. પેનો જલદી ખલાસ થઈ જાય છે એવી ફરિયાદ છોકરાઓનાં માબાપ મારી પાસે આવીને કરતાં. નિશાળમાં આવતી વખતે આંખમોં ધોઈને આવવું જોઈએ, સ્લેટો લૂછવા માટે પાણીનાં પોતાં લાવવાં જોઈએ વગેરે બધી વાતો અનેક વખત કહેવાયા છતાં એમાં સુધારો થયો નહોતો. મોં ધોવા સારુ ઘેર મોકલવામાં આવેલો છોકરો ઘણે ભાગે પાછો આવતો નહિ. પાણીનું પોતું કલાક બે કલાકમાં સુકાઈ જતું અને ફરી પાછા છોકરાઓ અગાઉની સહેલી રીત વાપરતા. નિશાળમાં કોઈ હિસાબ વિનાનાં મચ્છર હતા; એને કારણે કોઈ ને કોઈ છોકરાની આંખો ઊઠી આવતી; એના ચેપથી બીજાની આવતી. દુખતી આંખોવાળા છોકરાઓ રડતા, કૂદાકૂદ કરતા અને એમની માતાઓ આંખો સાજી કરવા સારુ દૂધનાં ભીનાં પોતાં ગૂતી વખતે છોકરાઓની આંખો પર મૂકતી. માવલી માતાની માનતા પણ માનતી.

સવારે વહેલી શરૂ થયેલી નિશાળમાં સાડાદસ-અગિયાર વાગે રજા પડતી. બૂમો પાડતા, દોડાદોડી કરતા ભરવાડના છોકરાઓ ઘેર જતા. પાછી ત્રણ વાગે

નિશાળ ચાલુ થતી અને છ વાગે રજા પડતી. જાણે કેદમાં પૂર્યા હોય એમ છોકરાઓ બેજાર થઈ જતા. છતાં પણ નિશાળની સામે 'ખારોપાટ' રમવા સારુ ભીડ જામતી. ચાંદની રાતે આ રમત ઘણે મોડે સુધી રમાયા કરતી. સીમમાંથી સાંજે ઘેર આવેલા જુવાન છોકરાઓ પણ એ રમતમાં ભાગ લેતા. કોઈ કોઈ વાર મને પણ અંદર સામેલ કરતા. દૂધ જેવી ધોળી સફેદ ચાંદનીમાં 'ખારોપાટ'ની રમત જામતી, અને હનુમાનજીના ચોતરા પર કે લીમડાના ચોતરા પર બેસીને ઘરડા લોકો એ રમત જોતા. કદી કદી શોખીન લોકો લેજીમ માટે કુંડાળે વળતા. કલાક બે કલાક લેજીમની રમઝટ બોલતી. મેદાનમાં પથ્થરના એકાદબે મોટા ગોળા પડેલા હતા, નળા પણ હતા. જુવાનીમાં આવેલા છોકરાઓ એમના પર તાકાત અજમાવતા. એક હાથે એ વજનદાર નળો છાતી સુધી કોણ ઊંચો કરે છે એની શરત કરવામાં આવતી. માથાના ફેંટા હાથ ઉપર વીંટીને છોકરાઓ નળાનો આદમી બનાવતા અને એને માથા પર ઊંચે સુધી ઊંચકી નીચે પછાડતા. જમીન ધ્રૂજી ઊઠતી. પથ્થરના મોટા મોટા ગોળાઓ બે હાથે ઊંચકી છાતી સુધી લઈ જઈને નીચે પછાડતા.

ગામથી બેત્રણ ફર્લાંગ દૂર આવેલા વાસમાં રહેનારા બિરા બનગરનો એક છોકરો નામે સતા નિશાળમાં આવવા લાગ્યો હતો. અગાઉના શિક્ષકે સારી રીતે ભણાવ્યું હોવાથી જે ચારછ છોકરાઓ આગળ હતા એમાં સતા સહુથી હોશિયાર હતો. બારતેર વરસની ઉંમરનો આ છોકરો તાડ જેવો ઊંચો થયો હતો. બીજા છોકરાઓમાં જે સમજણ નહોતી તે એનામાં હતી. ભણવાનો શોખ હતો. નિશાળ છૂટયા પછી પણ ચોતરા પર બેસીને એ પાઠ ગોખ્યા કરતો હતો. સિવાય કોઈ કોઈ વાર મારા ઓરડામાં આવીને હિસાબો, ગણિતો વગેરે પૂછયા કરતો. ભણવા પ્રત્યે એનું આવું વલણ જોઈને મેં એકવખત એને પૂછયું: "સતા, કેટલે સુધી ભણવાનો વિચાર છે?"

સતાએ જવાબ આપ્યો: "સાતમી પાસ કરવી છે."

"તાલુકે જવું પડશે."

"જઈશ."

"બાપા ભણવાનું કહે છે?"

"એનું કોણ માનવાનું છે?"

લખતાંવાંચતાં આવડયા પછી છોકરાઓનું મન ખેડ પરથી ઊઠી જાય છે, ઊજળાં કપડાં પહેરીએ ફરવાનો શોખ થાય છે, એવી માન્યતાવાળો બિરો આ

છોકરાને વધુ ભણવા દેશે કે કેમ એ વિષે મારા મનમાં શંકા હતી. છતાં મેં સત ભણી વધારે ધ્યાન દેવા માંડ્યું. આ નિશાળમાંથી એકાદ પણ હોશિયાર વિદ્યાર્થી બહાર ભણવા જાય એ મારે મન ઘણું હતું. આ રીતે જઈ શકનારો છોકરો સતા જ હતો. સ્વાભાવિક રીતે જ એ મારો વહાલો વિદ્યાર્થી બની ગયો.

આ દસબાર છોકરાઓ ઉપરાંત રોજ નિશાળમાં આવીને બેસનારા બીજા ત્રણ જણાં હતા. આયબુ કસાઈ, આનંદા રામોશી અને રામા ભરવાડ.

આ ત્રણે જણા ઘણુંખરું દિવસ દરમિયાન ભલે થોડો વખત પણ નિશાળમાં આવતા અને દીવાલને અઢેલીને બેસી રહેતા. તેઓ કશું બોલતા નહિ, કાંઈ કરતા નહિ, પણ આવતા ખરા. તેઓ છોકરાઓનાં મોં ભણી કે મારા મોં ભણી જોતાં શાંતિથી બેસી રહેતા. એમના તરફથી મને કોઈ અડચણ નહોતી થતી. પરંતુ તેઓ અહીં આવીને આમ શા માટે નકામા બેસી રહેતા હશે એની મને નવાઈ લાગ્યા કરતી. મને પાછળથી સમજાયું કે આમ કરવામાં એમનો ઇરાદો કેવળ વખત પસાર કરવાનો હતો.

ગંદું શરીર અને ગંદાં કપડાંવાળો આયબુ તો સાવ નવરો જ હતો. એને કશું કામ કરવું પડતું નહોતું. માણસ પેટ ભરવા સારુ મહેનત કરતો હોય છે અને આયબુને માટે એ સવાલનો ઉકેલ તો આવી ગયો હતો. એ જાતે કસાઈ છે એવું જાણ્યા પછી ગામના લોકોએ એને રાજીખુશીથી ગામમાં રાખી લીધો હતો. જરૂર પડતાં બકરાં કાપવા સારુ કસાઈને દૂરથી બોલાવવો પડતો હતો અને એમાં મોડું થતું. આયબુ આવવાથી સહેજે અનુકૂળતા થઈ ગઈ હતી. આટલી અનુ-કૂળતા મળતાં જ આયબુએ પોતે રોટલાના સવાલનો ઉકેલ શોધી કાઢ્યો હતો. બપોર થતાં જ એ બેચાર ઘેર માગવા નીકળી પડતો અને ગરમાગરમ રોટલો તથા શાક લઈ આવતો. ગમે ત્યાં બેસીને ખાઈ લેતો અને ઓડકાર દેતો. એણે કશી પળોજણ રાખી નહોતી. આયબુની જરૂરિયાતો પણ વધારે હતી નહિ, અને રોજ બેચાર રોટલા આપવામાં ગામને માથે કોઈ ભાર નહોતો પડતો. સૂવાની જગા માટે પણ એને કશી ચિંતા નહોતી. ચોરો હતો, ચોગાન હતું, મારો ઓરડો હતો. ઓઢવા કે પાથરવાની એને કદી ગરજ જણાઈ નહોતી. બિનવારસી કૂત-રાઓ અને જંગલમાં જાનવરો જેમ સૂએ એ રીતે એ કોઈ પણ સ્થળે બેફિકર બની ઊંઘી શકતો. ટાઢ કે વરસાદ સામે એણે શરીરને કઠણ બનાવી દીધું હતું.

પાંત્રીસ-ચાળીશની ઉંમરનો આનંદા રામોશી પણ નવરો જ હતો. શરીરે એ ઠીંગણો અને સુકલકડી હતો. દાઢીના વાળ હમેશાં વધેલા ખીલા જેવા રહેતા. વધેલા વાળ ઉપર એક ગાંધીટોપી, શરીર પર કેવળ એક કોટ અને નીચે ટૂંકી ચડ્ડી એ એનો કાયમી વેશ હતો. રામોશીનાં જે ચારપાંચ કુટુંબો વાડીમાં હતાં તે પૈકી એક આ હતું. આ બધા જ રામોશીઓ કદી કોઈ ધંધો કરતા નહિ; છતાં એમનો પેટગુજારો કાયમ ચાલ્યા કરતો હતો.

ખાવાનો વખો પડે ત્યારે આનંદો ખભે એક કામળો રાખી સાંજે ત્રીજે પહોર વાડી બહાર નીકળી પડતો. બનગરવાડીની આસપાસમાં ત્રણચાર માઈલ દૂર બીજા ગામનાં ખેતરો હતાં. એ ખેતરોના પાળા પર એ રખડયા કરતો. ખેતરનો માલિક પૂછે: "કેમ રે આનંદા! કેણી ગમ?"

એ જવાબ આપતો: "આમ રામા લિગાડેને ખેતરે જાઉં છું."

રામા લિગાડે પૂછતો: "કેમ રે બદમાશ! કયાંની તૈયારી?"

એને રામ રામ કરી આનંદો કહેતો: "તુકા કારંડેની વાડી તરફ જાઉં છું."

તુકા કારંડે પૂછતો: "કેમ રે આનંદા! કયાં ઊપડયો?"

તો સામે હાથ લંબાવીને આનંદા કહેતો: "આ જરા ભોંસલેના બાગ ભણી."

આ રીતે ચોમેર ફરીને એ નજર નાખી જોઈ લેતો કે ડુંગળી કયાં છે, રીંગણાં કયાં છે, જાર અને બાજરાનાં ડૂડાં કયાં તૈયાર થયાં છે. અને પછી રાત પડે, વાડી-વાળા ખેડૂતો ગામમાં ચાલ્યા જાય, ચોકી કરનારા જરા ઊંઘી જાય, ત્યારે આ ખેતર-માંથી ચાર ડૂડાં, પેલા ખેતરમાંથી વળી બીજાં ચાર ડૂંડાં, અહીંથી મૂઠીમાં માય એટલાં લીલાં મરચાં, પેલી જગ્યાએથી થોડાં રીંગણાં, એમ કરી કામળાની ઝોળી ભરી લેતો અને અરધી રાત થાય ત્યાં તો વાડીમાં પાછો આવી જતો. સવાર પડે એટલામાં એ ડૂંડાંમાંથી દાણા કાઢી લેવાયા હોય, એની સ્ત્રીઓ દળીને એનો લોટ બનાવી દીધો હોય, રીંગણાંનું શાક રંધાઈ ગયું હોય! આવડા મોટા ખેતરમાંથી ચાર ડૂંડાં ઓછાં થાય તો એ માલિકના ધ્યાનમાં આવતું પણ નહિ. ચકલાં ખાઈ ગયાં છે કે જાનવરોએ ઉખેડી નાખ્યાં છે એનો નિર્ણય થઈ શકતો નહિ, કોઈને આનંદા ઉપર વહેમ આવતો નહિ. વરસોથી એનો આ ધંધો ચાલ્યા કરતો. આ માણસે નાની નાની ચોરીઓ કરવાનું નક્કી કરી લીધું હતું અને એ માટેની યુકિતઓ પણ યોજી રાખી હતી. એની આ જનમજાત હોશિયારીને લીધે એનો આ ધંધો બહુ સારી રીતે ચાલ્યા કરતો.

કોઈ વખત દસપંદર દિવસે માલિકની પાસે જઈ આવી નાની નાની ચોરીઓ કર્યાનું એ કબૂલ કરી લેતો. પોતે જાતે જ એને પૂછતો, "કેમ પટેલ! તમારી પાછળ તમારી વાડીમાંથી આ પખવાડિયામાં કોઈ રીંગણાં તોડી ગયું હતું?"

"હા હા, આનંદા! ક્યો ચોર હળી ગયો છે કોણ જાણે! પણ વાડીમાંથી ઝોળી ભરીને રીંગણાં ઉઠાવી ગયો છે ખરો!"

"એમ? તો એ મેં જ ચોર્યા હતાં!"

"બેટમજી! પાછો ઉપર જતાં કહેવા આવે છે? શરમાતો નથી?"

"માલિક! માની ગયા પછી ચોરી કર્યાનું આળ રહેતું જ નથી. ભઈ એમ છે કે આપો કહેવાથી કોઈ આપતું નથી, તો શું કરું? કીડી-મંકોડા, સૂડાચકલાં એટલું બધું ખાઈ જાય છે તે શું તમને પૂછવા આવે છે? જેમ તમે એને કશું નથી કરતા, તેમ મને પણ કશું ન કરશો. ચકલાં-સૂડા ખાઈ ગયાં એમ માનીને ભૂલી જજો."

આનંદાનો આ સ્વભાવ હવે બધા જાણી ગયા હતા.

કોઈ વાર મનમાં આવે તો બેત્રણ સાથીઓ લઈને આનંદા સીમમાં ઊપડી જતો અને એકાદ સસલું કે ઘો મારીને લઈ આવતો. મોંમાં મોળ આવે તો કોઈ બીજે ગામ ઊપડી જતો ને ત્યાંથી ઘેટું ચોરી લાવતો; એને કાપવાનું, રાંધવાનું, ખાવાનું બધું ગામની બહાર સીમમાં જ કોઈ જગ્યાએ પતાવી દેવામાં આવતું. આનંદાના ભાઈબંધો આ રીતે જીવે જતા હતા; આનંદા આ રીતે જીવ્યા કરતો હતો. કોઈ કોઈ વાર સીમમાં મળતી મજૂરીની વાત જવા દઈએ તો વરસોવરસ આનંદાનો આ જ ધંધો રહેતો.

માત્ર રામો ભરવાડ સારો એવો બચરવાળ આદમી હતો. ઉંમરે ત્રીશ-પાંત્રીશ વરસનો હશે. હોઠ ઉપર કલાઈ જેવી મૂછો અને મોટું જડબું; એથી એ ખૂબ તગડો ગઠિયા જેવો લાગતો. એને ઘેર સો ઘેટાં હતાં, પરંતુ એની સાર-સંભાળ એનો બાપ અને દીકરો રાખતા; રામાને કશું કામકાજ હતું નહિ. કામ હતું નહિ એમ કહેવા કરતાં એ કરતો નહિ કહેવું વધારે સાચું હતું. એ પણ નિશાળમાં આવી એમ ને એમ બેસી રહેતો.

ઘણા દિવસ સુધી આ રીતે બોલ્યાકર્યા વિના એ બેસી રહેતો હતો. નિશાળ છૂટે એટલે કામળો ખભે ચડાવી એ ઘર ભણી રવાના થતો. શરૂ શરૂમાં હું એને

પૂછતો: "કેમ, કાંઈ કામ છે? કેમ આવ્યા છો?" પરંતુ એના જવાબમાં એ રુક્ષ અવાજે કહેતો: "કશું નથી; બસ, અમસ્તો જ આવ્યો'તો."

આમ ઘણા દિવસ સુધી બેસી રહ્યા પછી એક વાર એણે કહ્યું: "માસ્તર! મારે તારું થોડું કામ છે."

નિશાળમાં રજા પડી ગઈ હતી; આનંદા અને આયબુ જતા રહ્યા હતા; નિશાળમાં હું અને રામો બે જ જણા રહ્યા હતા. કદી ન બોલનારો આદમી આટલું પણ બોલ્યો તેની મને નવાઈ લાગી.

મારું એને શું કામ હશે તેનો કશો ખ્યાલ હું કરી શકયો નહિ. આથી મેં પૂછયું: "શું કામ છે? કહો ને?"

રામો તુરત કશું બોલ્યો નહિ. એણે નીચું જોઈ રાખી થોડો વખત પસાર થવા દીધો. કહેવું કે ન કહેવું એવો વિચાર હજુ એના મનમાં ચાલ્યા કરતો હશે.

એનો સંકોચ દૂર કરવા સારુ મેં કહ્યું: "રામાભાઈ! કહો, શું કામ છે?"

પછી આસપાસ જોઈ લઈ રામાએ કહ્યું: "મારી પાસે એક ચોટલાવાળો રૂપિયો છે—"

ચોટલાવાળો રૂપિયો એટલે રાણીછાપવાળો રૂપિયો. સિક્કામાં રાણીએ ચોટલો વાળ્યો હોય એવું દેખાતું. સરકારે એ બંધ કર્યો હતો.

"વારુ; એનું શું છે?"

"સાંભળ્યું છે કે એ ચાલતો નથી. મારે ગરીબને નાહકનું નુકસાન થયું છે."

"હા, બંધ થઈ ગયો છે ખરો; બજારમાં એ ચાલતો નથી."

"તું તાલુકે વારંવાર જા-આવ કરે છે. તારે નામે જો ચાલી શકે તો જો. મહેરબાની થશે."

રૂપિયો ચાલશે કે નહિ એનો મને ખ્યાલ નહોતો. કોઈ વાર એવો વખત આવ્યો નહોતો. પ્રયત્ન કરી જોવામાં વાંધો નહિ એમ માની મેં કહ્યું: "ચાલી શકે તો જોઉં; મને આપો."

હા પાડી ઊભો થઈ રામો જતો રહ્યો. રાત્રે મારે ઘેર આવી એણે એ રૂપિયો મને આપ્યો—કોઈ કીમતી દાગીનો સોંપતો હોય એ રીતે આપ્યો. આપતી વખતે એનો જીવ ફફડયા કરતો હતો, એ હું સમજી ગયો. "રૂપિયો માસ્તર ખાઈ જશે તો?"

## 7

શનિવારની સવારની નિશાળ છૂટયા પછી હું વિભૂતવાડી ગયો; દોઢ દિવસ ઘેર રહી પાછો નિશાળમાં હાજર થઈ ગયો. મને રામાનો રૂપિયો યાદ આવ્યો. મેં એ વટાવ્યો હતો. પરંતુ બેચાર દિવસ સુધી રામો નિશાળમાં આવ્યો નહિ. તપાસ કરતાં જાણવા મળ્યું કે એનું એક ઘેટું ખોવાઈ ગયું હોવાથી એની તપાસમાં એ પરગામ ગયો હતો.

એ પછી એ નિશાળે આવ્યો ત્યારે મેં ખિસ્સામાંથી પૈસા કાઢી એને આપી દીધા. કહ્યું: "તમારો રૂપિયો વટાવાઈ ગયો છે; આ રહ્યા એના છૂટા પૈસા."

હું ભણાવવાના કામમાં લાગી ગયો. છૂટા પૈસા ધોતિયાને છેડે બાંધી લઈ રામો બહાર કયારે ગયો તેનો મને ખ્યાલ ન રહ્યો.

રાત્રે વાળુ કરીને હું બેઠો બેઠો વાંચતો હતો, ત્યારે એ પાછો આવ્યો. કદી ઘેર ન આવનારો એ મારે ઘેર આવીને ભોંય પર બેઠો.

મેં પૂછ્યું: "કેમ રામાભાઈ ! ઘેટું મળી ગયું ?"

"હા, મળી ગયું; અહીં બાજુના વાસમાંથી જ મળ્યું."

"તો પછી ચાર દિવસ કેમ લાગ્યા ?"

"મેટકરવાડીએ બનેવીને ત્યાં ગયો હતો."

મેં વાંચવાનું ચાલુ કર્યું. ઘણી વાર સુધી બેસી રહ્યા પછી અંતે રામાએ કહ્યું: 'માસ્તર ! મારા રૂપિયાના છૂટા પૈસા કઈ રીતે લાવ્યો ?"

"એક વાણિયા પાસેથી લાવ્યો. ઓળખીતો હતો."

"એમ નથી પૂછતો. કઈ રીતે એટલે કેડે ચડાવીને લાવ્યો હતો કે ઝબાના ખિસ્સામાં ?"

સવાલનો હેતુ મારા ખ્યાલમાં આવ્યો નહિ. મેં કહ્યું: "પાયજામાના ખિસ્સામાં લાવ્યો. કેમ ? "

"ચોક્કસ ?"

"હા, કેમ પૂછવું પડે છે?"

"તો યાદ કરી જો. એ ખિસ્સામાં તારા કોઈ પૈસા હતા ?"

જવાબ આપતાં મને થોડી વાર લાગી. પછી કહ્યું: "હતા, પણ એનું શું છે?"

"બસ, હિસાબ મળી ગયો. અમારી પાસે પૈસા વધારે આવ્યા છે." એમ કહીને એણે ખિસ્સામાંથી ખલેચી કાઢી, અને એમાંથી બે આના કાઢી મારી સામે ધરી દીધા.

એ બે આના જોતાં જ આખી વાત મારા ખ્યાલમાં આવી ગઈ. ચોટલાવાળો રૂપિયો બંધ તો થઈ ગયો હતો, પણ એમાં ચાંદી હોવાથી કેટલાક વેપારીઓ અઢાર આના આપીને એ લઈ લેતા હતા. એ હિસાબે રામાના રૂપિયાના પણ અઢાર આના આવ્યા હતા. પૈસા પાછા આપતી વખતે આ ખુલાસો કરવાનું હું ભૂલી ગયો હતો. રામાએ ઘેર જઈને ચાર ચાર આનાની ચાર ઢગલીઓ કરી જોઈ, પણ ચાર ઢગલીઓ ઉપરાંત બે આના વધતા હતા. એથી સ્વાભાવિક રીતે જ માસ્તરે ભૂલથી વધારે પૈસા આપી દીધા છે એમ માનીને એ પૂછવા સારુ આવ્યો હતો.

આ બધો ખુલાસો એની પાસે કર્યા પછી મેં એ બે આના એના તરફ ધકેલ્યા, ત્યારે એમાંથી એક આનો લઈને મારા ભણી ફેંકી એણે કહ્યું: "તો આ તારી પાસે રહેવા દે પાન-તમાકુના."

મેં એ આનો લીધો નહિ. રામાએ ઘણું દબાણ કર્યું પણ તે છતાં મેં લીધો નહિ. રામાએ પૂછ્યું: "ત્યારે ચોટલાવાળો રૂપિયો ચાલે છે ખરો."

મેં કહ્યું: "હા, ચાલે છે. ચાલે છે એટલું જ નહિ, બે આનાનો લાભ પણ થાય છે."

"એ અમે કયાંથી જાણીએ. ગામવાળા ઘણા જણ પાસે રૂપિયા પડયા છે. દસ-બાર રૂપિયા તો નીકળશે જ. વટાવી લાવીશ ?"

"ગામની વાત ગામ કરશે. તમારી પાસે હોય તો આપો. હું વટાવી લાવીશ."

પછીને અઠવાડિયે જવાની તૈયારી કરી ત્યારે રામાએ મને બાર રૂપિયા આપ્યા. અઢાર આનાને હિસાબે મેં એ છૂટા કરાવી આણ્યા અને એને સોંપ્યા. ફરી પાન-તમાકુ માટે ચાર આના લેવાનો રામાએ આગ્રહ કર્યો પણ મેં ના જ પાડી.

પછી રાત્રે એણે મને એને ઘેર બોલાવ્યો. એ અંધારિયા ઘરમાં હું વાંકો વળી અંદર પેઠો, ત્યારે ચૂલા સામે બેસીને ચલમ ફૂંકતા એક સાઠસિત્તેર વરસના બુઢ્ઢાને જોયો. રામાની ઘરવાળી ઘરનું કામકાજ કરતી હતી.

બેસવા સારુ કામળો પાથરી રામાએ થાળીમાં બકરીનું દૂધ લાવી મને પીવા આપ્યું. એ ઠરે એની હું રાહ જોતો હતો ત્યારે ચૂલા સામે બેઠેલા બુઠ્ઠા તરફ આંગળી ચીંધી એણે કહ્યું: "આ મારો બાપ છે."

બુઠ્ઠાએ આખે શરીરે વીંટી લીધેલ પછેડીમાંથી હાથ બહાર કાઢી ઉતાવળે ઉતાવળે રામરામ કર્યા.

રામાએ કહ્યું: "સિત્તેર વરસ થયાં છે. આઠ વરસનો હતો ત્યારથી એ ઘેટાંઓને સાચવતો આવ્યો છે. એને બીજી કશી ખબર નથી."

આઠ વરસની ઉંમરથી શરૂ કરીને આજ સુધી આ માણસે ઘેટાં સાચવવા વિના બીજું કશું જ કર્યું નહોતું. અને આજે પણ એ બુઠ્ઠો એ જ કામ કરી રહ્યો હતો. દીકરાના દીકરા સાથે દિવસ આખો ઘેટાં ચરાવવા જતો હતો. ચહેરા પર કરચલીઓનું જાળું જામી ગયું હતું. આખે માથે પળી આવ્યાં હતાં. છતાં બુઠ્ઠો હાથમાં લાકડી લઈ રોજ રોજ ઘેટાં ચરાવવા જતો. એને બીજી કશી માહિતી નહોતી. બળદગાડી કેમ જોતરાય તે એ કહી શકે તેમ નહોતો. પણ કૂતરાની જેમ એને પણ વરુની વાસ આવતી. ખાતર માટે રાતના ઘેટાંને ખેતરમાં બેસાર્યાં હોય ત્યારે ડોસો એકાએક શ્વાસ લઈ નસકોરાં ફુલાવી કહેતો: "છોકરાવ! અલ્યા જાગતા રે'જો. આટલામાં વરુ છે."

છોકરાઓ સાવધાન બનતા અને કૂતરાઓ પણ ચમકી ઊઠી જોવા લાગતા. એટલામાં ટેકરા પર ચડી નજર નાખતો વરુ દેખાય. ચોકી કરવા સારુ જાગતા બેસવામાંથી એને એવી આદત પડી ગઈ હતી કે ઊંઘવા માટે શરીર લાંબું કરવાનું જ એ ભૂલી ગયો હતો. બળદ કે બીજાં ઢોર જેમ બેઠાં બેઠાં જ ઊંઘી જાય તેમ આ બુઠ્ઠો પણ બેઠાં બેઠાં જ ઊંઘી લેતો. ભોંય પર લાંબા થઈને પડવાની એને જરાય જરૂર રહેતી નહિ. કોઈ બીજાના ટોળામાં ભળી ગયેલું ઘેટું ભરવાડ શી રીતે ઓળખી કાઢતો હશે એ આપણે મન કોયડો થઈ પડે; પરંતુ બુઠ્ઠો] કાકુબા ભરવાડ ઘણો આગળ વધેલો હતો. નવેસરથી ઘેટાં પાળવાનું શરૂ કરવું હોય તો માલિકને ઘેટાં વેચાતાં લઈને શરૂઆત કરવી પડતી નહિ. એવો માણસ ટોપરાની વાટકી અને એના પર ચપટી હળદર નાખી કોઈ સારા ભરવાડ પાસે પહોંચતો અને ટોપરાની વાટકી એને આપી કહેતો: "હું શરૂઆત કરું છું."

પછી એ ભરવાડ પોતાના ટોળામાંથી એક સારું એવું ઘેટું લાવી માગનારને આપતો. આમ દસ-પંદર ઘેટાં એકઠાં કરીને એ આદર કરતો, અને શરૂઆતમાં ઘેટું માંગવા આવનાર ભરવાડ બેત્રણ વરસમાં તો પોતે બીજાને ઘેટું આપી શકતો. પણ આ રીતે શરૂઆત કરવાને બહાને લાવવામાં આવેલ ઘેટું વેચાય નહિ તેમ કસાઈ પાસે કાપવા અપાય નહિ, એવો વણલખ્યો કાયદો બધાને પાળવો પડતો.

એક વખત કાકુબા પાસેથી પરગામનો એક ભરવાડ ચારપાંચ ઘેટાં લઈ ગયો. એ પછી બેત્રણ વરસે બુઠ્ઠો કાકુબા એ ગામ ગયો ત્યારે પેલા આદમીએ ચ ...ચ કરીને કહ્યું: "કાકુ! તારાં ચારે ઘેટાં મરી ગયાં."

"મરી ગયાં? એનાં કાંઈ બચ્ચાંકચ્ચાં?"

"ના, કચ્ચાંબચ્ચાં પણ નથી; બધાં ખલાસ જ થઈ ગયાં!" આ વાત બુઠ્ઠાના માન્યામાં આવી નહિ. એણે કહ્યું: "ચાલ, તારો વાડો જોવા દે."

એ માણસે વાડો દેખાડયો. બુઠ્ઠો કાકુબા ઘેટાં જોતો જોતો લાંબા વખત સુધી અંદર ફર્યા કર્યો, અને અંતે એણે પોતાનાં ઘેટાંની સંતતિ ખોળી કાઢી કહ્યું: "આ બે બચ્ચાં મારી ઘેટીનાં છે."

અને વાત સાવ સાચી હતી. શરમાઈને એ આદમીને એ વાત કબૂલ રાખવી પડી.

રામા ભરવાડે પોતાના બાપની બાબતમાં આ માહિતી આપી ત્યારે મને નવાઈ લાગી. મેં કાકુબાને પૂછ્યું: "કાકબા! તમે એ શી રીતે ઓળખી કાઢયાં?"

બુઠ્ઠાએ કહ્યું: "દીકરા! એમાં ખૂબી છે. ચહેરો, રૂપ, રંગ કેમ ન ઓળખાય? તારો દાખલો લઈએ તારો બાપ, તારી મા, તારો આજો, કોઈનું કાંઈક તો તારામાં ઊતરી જ આવ્યું હોય; નાક હોય, આંખ હોય, કશુંક તો સરખું હોય જ."

પછી રામો મને અંદર ઊંડે લઈ ગયો. દીવાના અજવાળામાં એ વધારે ઊંડો ગયો અને એક નાનકડી માટલી લઈને બહાર આવ્યો. એમાં ચાંદીના રૂપિયા હતા: ચોટલા છાપના. આભો બની હું તો જોઈ જ રહ્યો! આ ભરવાડ પાસે આટલા રૂપિયા હશે એવી શંકા ભૂલમાં પણ મને કદી આવી નહોતી.

રામાએ કહ્યું: "માસ્તર! ઘણા ય દિવસથી આ ભેગા કરતો આવ્યો છું. આ બાંધ, અને લઈ જઈને વટાવી લાવ."

મેં રૂપિયા ગણ્યા. ત્રણસોચાલીશ થયા. આંકડો જણાવતાં જ રામાએ એ માની

લીધો, અને કશી શંકા વિના રૂપિયા મારે હવાલે કર્યા. માસ્તરે પાંચ રૂપિયા ઓછા ગણ્યા હશે અગર તો એટલા રૂપિયા માસ્તર ખાઈ જશે, એવો વહેમ એને આવ્યો નહિ.

મેં કહ્યું: "રામાભાઈ! આટલા બધા રૂપિયા વટાવવા છે, નવા રૂપિયા તમને લાવી આપવાના છે, એટલે એમાં થોડાએક દિવસ જશે ખરા. તમારે તુરત જરૂર તો નથી ને?"

રામાએ કહ્યું. "નિરાંતે વટાવજે. દસપંદર દિવસ થઈ જાય તો ય વાંધો નંઈ."

ઊઠીને હું ઘેર આવતો રહ્યો.

## 8

એ મહિનો પૂરો થયો અને જૂન આવ્યો. ઉનાળો પૂરો થયો અને ચોમાસું બેઠું. ઇંદ્રગોપ દેખાવા લાગ્યા અને મૃગની શરૂઆત થઈ. આકાશ વાદળાંથી ઘેરાયું. ચોખ્ખો તડકો અદશ્ય થયો. પવન છૂટયો. નાનાંમોટાં ઝાડ ડોલવા લાગ્યાં. ચોમેર ધૂળકચરો ઊડવા માંડયો. આકાશ સામે જોઈને લોકો કહેવા લાગ્યા: "આ પવન વરસાદને ઉડાડી મૂકશે." પણ એવું ન બન્યું. સડસડાટ વરસાદ વરસવા લાગ્યો. મૃગનો વરસાદ બનગરવાડીને ઝૂડતો રહ્યો. રખડુ કૂતરાઓ ભીંતની ઓથે ઊભાં રહી ગયા. તુરતમાં ઉઘાડ થવાનાં ચિહ્નો જણાતાં નહોતાં. ભરવાડોમાં દોડાદોડ થઈ રહી. માથે ખાલી ગૂણિયાં ઓઢી તેઓ વાડામાં ભીંજાતાં ઘેટાંને બહાર કાઢી ઝૂંપડાંમાં લાવ્યા. ઘરોમાં ઠાંસી ઠાંસીને ભરેલાં ઘેટાંઓએ પોતાનાં શરીર ખંખેર્યાં. ભીંજાયેલ ઊનની ગંધથી ભરવાડોનાં ઘર ભરાઈ ગયાં. વરસાદની ઝડી પર ઝડી વરસી. તપેલી જમીનમાંથી વરાળો નીકળી. ધૂળ ઊડી, કીચડ થયો; પછી એ પણ ધોવાઈ ગયો, અને પથરાઓ ખુલ્લા થયા

ઘાસથી છાયેલાં ઘરો ચૂવા લાગ્યાં. સારી રીતે લીંપી-ગૂંપી ભોંય ભીની થઈને ઊખડી જવા લાગી ત્યારે ભરવાડણો ચિડાઈ અને ચૂવા થતી જગ્યા પર તેમણે નાનાં-મોટાં વાસણો મૂકવા માંડયાં. ઘેટાંઓના ધમપછાડા વચ્ચે પણ ભરાયેલાં વાસણોમાં ટપકતાં પાણીનાં ટીપાં કાનને કંટાળો આપવા લાગ્યાં. માટીનાં ધાબાંવાળાં

ઘરોમાં પાણી ચૂવા લાગ્યું ત્યારે માથે ગૂણિયાં ઓઢી ભરવાડો છત પર ચડયા અને પડેલાં કાણાંઓને એમણે માટી અને પથરાઓ વડે તાત્પૂરતાં પૂરી દીધાં.

હવામાં ઠંડક આવી. ભરવાડની કુહાડીઓ કાટ ખાવા લાગી, અને ભરવાડણે સંઘરી રાખેલા મીઠાનું પાણી થઈ એ ઝમવા લાગ્યું.

પોપટિયા રંગના ઘાસે જમીનની બહાર ડોકિયાં કરવા માંડયાં. આંગણામાં, છત ઉપર, છાપરાં પર—જ્યાં ઊગવાની જરૂર નહોતી ત્યાં પણ ઘાસ ઊગવા લાગ્યું. ચોમેર પોપટિયો રંગ ચમકવા લાગ્યો.

અંગૂઠાના નખ પર સમાઈ જાય એવડાં દેડકાંઓએ એકાએક દર્શન દીધાં. રસ્તે ચાલતાં ટપોટપ કૂદવા લાગ્યાં. કાગડાઓએ એમના પર ઝડપ નાખવા માંડી. નાની નાની પાંખવાળા હજારો-લાખો કીટકો ઊડવા લાગ્યા, અને કાબર તથા ચકલાં-ઓએ એમનો ખુરદો બોલાવી દીધો. એમાંથી જે જીવતાં રહ્યાં તે બળના દીવાઓ પર ઝાપટ નાખી મૃત્યુવશ થયા. બેત્રણ દિવસ પછી એમની પાતળી પાંખો ઠેક-ઠેકાણે ગળી પડેલી દેખાઈ. પાંખો ગુમાવ્યા પછી નાની ઇયળો જેવા દેખાતા એ પીળા રંગના કીટકો અદૃશ્ય થઈ ગયા. ઈંટના રંગ જેવી જરા લાંબી ઇયળો-(ભરવાડય) એકબીજીની પીઠ પર ચડીને અનેક પગો મારફત દોડવા લાગી. આંગળી જેવડી લાંબી એ લાલ-કાળી ઇયળો નકામી આમતેમ ફરવા લાગી, તથા માણસ કે જાનવરનો સ્પર્શ થતાં જ વીંટળાઈને ગોળ ચક્કર બની જવા લાગી. ભરવાડનાં બાળકો જાણી જોઈને હાથ અડકાડતાં ગોળ બની જતા એ પૈસાને હાથમાં લઈ રમવા લાગ્યાં. માખીઓ પુષ્કળ વધી પડી. ઝૂંપડીઓમાં બણબણવા લાગી. ઘેટાંઓનાં નાક પર બેસવા લાગી. ઝીણાં ઝીણાં મછરાં વધી પડયાં અને ભરવાડોની આંખો સામે ઊડવા લાગ્યાં.

ખેડાયેલ ખેતરોમાં ઢેફાં ઓગળી ગયાં. સીમે પેટ ભરીને પાણી પી લીધું. જ્યાં-ત્યાં નાનાંમોટાં ખાબોચિયાં ભરાઈ ગયાં, અને એમાં ભૂરા-કાળા આકાશના પડ-છાયા દેખાવા લાગ્યા. સીમમાંથી પસાર થતી વખતે માણસોના, ઘેટાંઓના અને ઢોરોના પગે કીચડના લોંદા ચોટવા લાગ્યા. સીમ ભીની થઈ ગઈ, અને લીલી-છમ એ વિશાળ સીમમાં કાળાં કાળાં ઘેટાં ફરવા લાગ્યાં; એમની પીઠ પર બેસીને કાળા કોશી(કિટવાળ) ઘોઘરા અવાજે કાઢવા લાગ્યા. કોઈની પણ નજરે ન પડવાની ખબરદારી રાખીને તેતરો ઊંચે સ્વરે ચીસો પાડવા લાગ્યાં.

## 9

ચોક્કસ સમયે નિશાળ ચાલુ કરવાનું કે બંધ કરવાનું બનગરવાડીની નિશાળ માટે કાયમ ફાવતું નહિ. સઘળે સ્થળે ઉનાળામાં રજાઓ પડતી તો અહીં લાણીવેળા-રજાઓ પડતી. છોકરાઓ પણ મરજી પડે ત્યારે ભણવા આવતા. બસ જેમ પૂરી ભરાઈ જાય ત્યારે ઊપડે તેમ જ્યારે નિશાળ ભરાઈ જાય ત્યારે માસ્તર ભણાવે. એ કારણે શિક્ષકનું ક્ષેત્ર નિશાળ પૂરતું મર્યાદિત રહેતું નહિ. કોઈ કાગળ લખી આપવાનું કહે, તો કોઈ અરજી લખાવવા આવે. રવિવારની રજાને દિવસે જ્યારે હું ઘેર જવા તૈયાર થતો ત્યારે ટપાલમાં નાખવાના કાગળોથી મારા કોટનાં ખિસ્સાં ભરાઈ જતાં. આ બધાં કામ જ્યારે મેં કશા વાંધા વિના કરવા માંડયાં ત્યારે હર-કોઈ જાણ ગમે તે પૂછવા આવે એવું થવા માંડયું. ધણી-ધણિયાણીના ઝઘડાથી માંડીને ઘેટાંની ચોરી સુધીની ફરિયાદો માસ્તર પાસે આવવા લાગી. માસ્તર ભણેલો, ડાહ્યો માણસ કહેવાય, એ કાયદા જાણતો હોય; સારું અને ખરાબ શું એની સમજણ એનામાં હોય જ હોય!

એ કારણે નિશાળ બંધ હોય તો પણ આવી બધી ઊઠવેઠ કરવામાં વખત પસાર થવા લાગ્યો. ખાતા તરફથી છોકરાંઓ ઓછા હોવાની ફરિયાદ લખાઈ આવતી ત્યારે "નિશાળ નવી નવી છે, કાપણી અને લાણીનું કામ ચાલે છે" વગેરે કારણો દર્શાવી મેં ગામની નિશાળ સાચવવા માંડી. નિશાળ એટલે કોટ, ચોરો, પોલીસથાણું, મ્યુનિસિપાલિટી—બધું જ હોય! અને માસ્તર એટલે ન્યાયાધીશ, પોલીસ-અધિકારી, પટેલ, તલાટી અને ટિકિટ વેચવાવાળો પણ બને! પરંતુ વાડીના ટંટા-ફિસાદ મોટે ભાગે વાડીની બહાર જતાં નહિ. ચોરા પર આઠદસ માણસો એકઠા થઈ તમામ બાબતોનો ફેંસલો લાવતા. માસ્તર અને પટેલ, તથા કાકુબા અને શેકુબા જેવા વૃદ્ધ લોકો ચુકાદો આપતા. આટલા જણાના નિર્ણયને ગુનેગારો નકારતા નહિ. જે ન્યાય અને દંડ કરવામાં આવે તે તેઓ કબૂલ રાખતા. જ્યારે એ નિર્ણય ગળે ન ઊતરે ત્યારે એમને માટે અપીલ કરવાની સગવડ હતી. એ અપીલ એટલે ભરવાડોના મહાદેવતને—સમગ્ર નાતને તેડાવવાની ગોઠવણ. ભરવાડોની ઘણી મોટી નાત એકઠી

થતી અને ન્યાય આપવામાં આવતો. પણ આમ કોઈ કરતું નહિ, કારણકે મહાદેવતને તેડાવવામાં સહુને જમાડવા પડતા અને ઘણું મોટું ખર્ચ કરવું પડતું.

લગ્નો પણ એકીસાથે જ કરવાનો વાડીમાં રિવાજ હતો. દરેક વરસે એક સારું મુહૂર્ત નક્કી કરવામાં આવતું અને એ દિવસે વાડીનાં બધાં લગ્નો ઉકેલી લેવામાં આવતાં; આથી આખા ગામને જમાડવાનું ખર્ચ એક આદમીને માથે આવતું નહિ. દસબાર લગ્ન હોય એટલે દરેકને ભાગે દસવીશ માણસોને જમાડવાનું રહેતું. આ લગ્નને અવસરે પૈસાને અભાવે જો કોઈ ગરજવંતાનું કામ અટકી પડે તેવું લાગતું તો આખું ગામ ભેગું થઈ જતું અને "ફલાણો ફલાણો અટકી પડયો છે; એને પાર ઉતારવો જોઈએ"ની વાત નક્કી થતી. એનો ભાર બધા મળીને ઉઠાવતા અને એ ગરજવાનના લગ્નનું કામ ઉકલી જતું.

દાદુની ધમકીને ગણકાર્યા વિના જ હિંમતભેર હું ગામ સાથે મળી ગયો. એવી સ્થિતિ પેદા થઈ હતી કે માસ્તર વિના ગામનું એક પાંદડું પણ ફરકતું નહિ.

વાડીમાં ખેડૂતો બહુ ઓછા હતા. મૃગના વરસાદને લીધે જમીનમાંથી ઘાસના અંકુરો ફૂટી નીકળ્યા હતા. ઘાસ જામી પડયું હતું. વાવણી પહેલાં એક વાર ચંપ ફેરવીને ખેડૂતોએ એ નકામા ઘાસને ઉખેડીને માટીમાં ભેળવી દીધું. પછી પુષ્પ નક્ષત્રનો વરસાદ વરસ્યો. ખેતરોમાં કીચડ પુષ્કળ જામ્યો. લોકો ઉઘાડની રાહ જોવા લાગ્યા. વરાપ થઈ. કીચડ સુકાઈ ગયો. બળદના પગ ખૂંતી ન જાય, વાવણિયાનાં કાણાં બુરાઈ ન જાય, એટલી જમીન સુકાઈ ગઈ. અંદર ભીનાશ રહી પણ ઉપરથી તે કોરી પડી. પછી વાવણીનું કામ ચાલ્યું. બાજરી અને કઠોળ વવાવા લાગ્યાં. વાવણિયો જોડીને સાથે બીની કોથળી લઈને ખેડૂતો વહેલી સવારમાં ખેતર ભણી જવા લાગ્યા.

વાવણીની આ દોડાદોડીમાં શેકુ મારી પાસે આવ્યો. ગામમાં એ બહુ દેખાતો નહિ. બેત્રણ એકર જમીનના ટુકડામાં એ કાળી મહેનત કર્યા કરતો. સવારના પહોરમાં ધોતિયું ઓઢીને એ મારે ત્યાં આવ્યો. એના હાથ બહાર દેખાતા નહોતા. ધોતિયું શરીરે એણે એવી રીતે વીંટ્યું હતું કે એનું વીલું પડી ગયેલું મોં અને રખડી રખડીને કઠણ બની ગયેલા ને વધી ગયેલા નખવાળા પગ જ કેવળ દેખાતા હતા. હું બેઠો હતો; આયબુ પણ બેઠો હતો.

ઊભાં ઊભાં જ શેકુએ કહ્યું: "માસ્તર! મને એક બળદ લાવી આપ; વાવણી અટકી પડી છે."

હું નિશાળનો માસ્તર હતો. મારી પાસે બળદ ક્યાંથી હોય? પણ એ વાત કહેવાનો કશો અર્થ નહોતો. એણે કહ્યું: "તું માગીશ તો મળી જશે. મારી પાસે એક જ છે; એક મરી ગયો; બીજો બળદ મળે તો વાવણી થાય; નહિ તો વરસ આખું ભૂખે મરવાનો જ વખત આવવવાનો છે."

મેં કહ્યું: "પણ કોની પાસે બળદ છે એ તું કહે તો હું એની પાસેથી માગી લાવું."

"જેની જેની પાસે છે એમનું પણ વાવણીનું કામ ચાલે છે. પોતાનું કામ પડતું મૂકી કોણ બળદ આપે? હું બધા પાસે માગવા જઈ આવ્યો છું."

"તો શી રીતે માગું?"

"તું ગમે તે કર, પણ મારી ભીડ ભાંગ. આખું ગામ કહે છે કે જરૂર પડતાં માસ્તર ભેરે આવે છે, તો એક મારા વખતે જ આમ કેમ કરે છે?"

અત્યાર સુધી આયબુ ચુપ હતો. શેકુ તરફ જોઈને એ બોલ્યો: "અલ્યા શેકુ! તું કાંઈ ઘેલો તો નથી? માસ્તર પાસે બળદ ક્યાંથી હોય? એ શું ખેડૂત છે? ખાલી ગમે તે માગવા આવવું? ઘેર જતો રહે."

આયબુએ ધમકાવતાં જ શેકુ ઢીલો થઈ ગયો. એને એમ લાગ્યું કે પોતે કશીક ભૂલ તો નથી કરી? "ઘેર તો જવું જ છે, પણ માસ્તર! બને તો કાંઈક કર." નરમ બની જઈ શેકુ બોલ્યો

આયબુ નિશ્ચયપૂર્વક ઊભો થયો. શેકુનો હાથ પકડીને એણે એને પગથિયાંથી નીચે ઉતાર્યો ને કહ્યું: "શેકુ! બહુ ડા'યો થા મા! માસ્તરે શું બળદને સંતાડી રાખ્યો છે?" અને બહુ આજીજી કરતો, કશુંક બબડતો બડબડતો શેકુ જતો રહ્યો.

પાછા આવી આયબુએ કહ્યું: "માસ્તર! એનું કાંઈ મનમાં ન લાવશો. સાવ ભોળિયો છે."

મને રહી રહીને લાગ્યા કર્યું કે હું તો કેવળ 'ગ ... મ ... પ ... ન ... ' લખતાં જ શીખવું છું. પણ આ લોકોની જરૂરિયાત બીજી જ છે. આયબુને ઘર માંડવું છે, આનંદાને રોટીની જરૂર છે, શેકુને બળદ જોઈએ છે.

બે દિવસ સુધી શેકુ ચોતરફ રખડી આવ્યો પણ એને ક્યાંઈથી બળદ મળ્યો નહિ. ઘેર જઈને માથે હાથ દઈને એ બેસી પડ્યો. ઘરવાળીને કહ્યું: "બળદ તો ક્યાંયથી મળ્યો નહિ."

શેકુની બૈરી ગામની બધી ભરવાડણો કરતાં બેવેંત ઊંચી હતી. એના શરીરમાં તાકાત પણ પુષ્કળ હતી. ખેડનું બધું કામ એ મરદના જેટલું કરતી.

ધણીને માથે હાથ દઈને બેઠેલો એણે જ્યારે જોયો ત્યારે એ બોલી: "કોની કોની પાસે માગી આવ્યા?"

"આખું ગામ ઢૂંઢી વળ્યો; કોઈ બળદ આપતું નથી."

"તો પછી?"

"આ વરસે ભૂખે મરશું, બીજું શું?"

ધણીના આ બોલ બાઈએ સાંભળ્યા, તેલ ખૂટી જવા આવ્યું હોય એવા દીવા જેવી એની આંખો જોઈ, અને પછી હિંમતભેર બોલી: "આવતી કાલે વાવણી કરવી છે."

"પણ બળદ?"

"હું લાવીશ."

"ક્યાંથી લાવીશ?"

"ગમે ત્યાંથી લાવીશ."

"પણ..."

"તમારે શી પંચાત? હું બળદ લઈ આવીશ. સવારમાં વે'લા ઊઠી તમે ખેતરે જજો એટલે બસ!"

બૈરી કોનો બળદ લાવશે એનો વિચાર કરતો કરતો શેકુ સવારમાં ઊઠીને ખભે વાવણિયો ચડાવી, એક હાથમાં એક બળદની રાશ પકડીને ખેતરે પહોંચ્યો. ગામ ભણી જોતો પાળ પર બેઠો. બૈરી આવવાની રાહ જોવા લાગ્યો.

કલાકેક વીત્યો હશે એટલામાં શેકુને ઘરવાળી આવતી દેખાઈ. એની સાથે બળદ નહોતો. શેકુનું મોં પડી ગયું. બૈરીએ શરત કરી હતી પણ એને ય બળદ મળ્યો નહોતો. હવે વાવણી નહિ થાય. બધાની વાવણી થઈ જાય પછી બળદ મળે; પણ એથી શો લાભ? મોડેથી વાવે તો પણ પાક પાછોતરો થાય, દાણો પૂરો ઊતરે નહિ.

આખું વરસ ચાલે એટલો દાણો જો ન પાકે તો ભૂખ્યા રહેવું પડે. વાડી છોડીને રોજમદારી માટે ગામેગામની સીમ ખૂંદવી પડવાની.

આ બધો વિચાર આવતાંની સાથે એ મહેનતું ભરવાડનું મોં પડી ગયું. એટલામાં એની ધિંગી ધણિયાણી આવી પહોંચી.

"કાં? બળદ નો મળ્યો?"

"કેમ નો મળે? તમે વાવણિયો જોડો."

"પણ બીજો બળદ કયાં?"

"હું છું ને? એક પડખે બળદને જોતરો તો, બીજે પડખે હું ખેંચીશ."

ઘરવાળીની વાત સાંભળીને શેકુ થથરી ઊઠયો. શું કહેવું તે એને સૂઝયું નહિ.

"છટ્! એવું તે કાંઈ થતું હશે?"

પણ બૈરી તો મનથી પોતે નક્કી કરીને જ આવી હતી. એના પોતાના બળ ઉપર એને વિશ્વાસ હતો.

"એમતેમ કશું નહિ. વાવણિયો જોડો."

ધણી જગ્યાએથી ઊભો થતો નથી, નીચું જોઈને બેસી જ રહ્યો છે, એ જોઈને એ પોતે જ ઊભી થઈ અને બળદને ધૂંસરીને એક પડખે જોતર્યો ને બીજે પડખે પોતે ખભે ધૂંસરું રાખ્યું. પછી જોરથી કહેવા લાગી: "ચાલો, વાવવા માંડો."

પછી કાળજાને કઠણ બનાવી એ દૂબળો ધણી ઊભો થયો અને મૂઠ પકડીને એણે બળદને ચાલવાનો ઈશારો કર્યો. બળદ ચાલ્યો, બૈરી પણ ચાલી. વાવણિયાનાં ફળાં ભીની માટીમાં ખૂંચવા લાગ્યાં. જમીનને ચીરવા લાગ્યાં. શેકુએ બાજરાની મૂઠી ભરી વાવણિયાની પાલીમાં ખાલી કરી; પોલા વાંસમાંથી દાણા નીચે ચાસમાં વેરાવા લાગ્યા.

પૂરી તાકાતથી બળદની જોડાજોડ શેકુની બૈરી વાવણિયો ખેંચતી રહી. સવારથી બપોર સુધી શેકુ વાવતો રહ્યો. પછી એણે અને હાંફી રહેલી બૈરીએ બેસીને રોટલા ખાધા. શેકુ કાંઈ બોલી શકતો નહોતો, ઘરવાળીએ થોડીઘણી વાતો કરી. પછી બંનેએ મળીને રાંપ ફેરવીને દાણા ઉપર માટી વાળી દીધી. સાંજ સુધીમાં એ ત્રણે જણાંએ મળીને બે એકરમાં વાવી દીધું. સૂરજ આથમ્યો એટલે થાકયાંપાકયાં ત્રણે જણાં ઘેર પાછાં આવ્યાં.

આ વાત ગામમાં પહોંચી ત્યારે બધાને નવાઈ લાગી. એમાં વખાણ હતાં, આશ્ચર્ય હતું અને થોડેઘણે અંશે મશ્કરી પણ હતી.

રાતે નિશાળમાંથી ઘેર જતી વખતે હું શેકુના ઘરની સામે થોડી વાર ઊભો રહ્યો. અંદર દીવાને અજવાળે ભીંતની અડોઅડ શેકુની બૈરી ઊંધી સૂતી હતી અને એના વાંસા પર ઊભો રહી શેકુ એના શરીરને કચરતો હતો. બે હાથે એણે ભીંતનો આધાર લીધો હતો અને ધીરે ધીરે અકેક પગ ઉપાડી એ બૈરીનો દુખતો વાંસો કચરી રહ્યો હતો.

## 10

શનિવારે નિશાળમાં રજા પડયા પછી હું મારે ગામ ગયો અને છ ગાઉનો રસ્તો ખૂંદી પાછો આવ્યો ત્યારે પુષ્કળ થાકી ગયો હતો. આ આવજા કર્યા કરવાનું ખરેખર કંટાળાજનક હતું. શારીરિક શ્રમની વાત જવા દઈએ તો પણ આટલું લાંબુ ગાડા-રસ્તે ચાલ્યા કરવાનું મને પરેશાનીભર્યું લાગતું. નિશાળમાં રજા પડયા પછી નીકળવું એટલે દસઅગિયાર તો થઈ જ જાય. ઘેર પહોંચતાં સુધીમાં બપોર વીતી ગયો હોય. ઘેર પહોંચીને માના હાથની રસોઈ જમીને હું આડે પડખે થતો ત્યાં સાંજ પડી જતી. રાત્રે ઊંઘવાનું. રવિવારે સવારે જમવાનું પરવારું ન પરવારું ત્યાં સાંજ પડવાનો વખત થવા આવે અને પાછા ફરવાનો વિચાર મને ત્રાસ આપવા લાગે. રાત્રે સૂતી વખતે હું માતાને વારેવારે ચેતવણી આપતો: “બા! ખૂબ વહેલાં હું નીકળી પડવાનો છું. ઢેબરાં બનાવી રાખજે.” બા બિચારી એક ઊંઘ માંડ થાય ત્યાં તો ઊભી થઈ રાંધવાના કામમાં રોકાઈ જાય. લગભગ સવારે તારોડિયું દેખાવાનો વખત થાય ત્યારે ઢેબરાંની ઝોળી ખભે મૂકી હું બનગરવાડીને રસ્તે નીકળી પડતો. દરેક શનિવાર-રવિવારે આવવા-જવાની આ ઘટના બહુ સુખ આપનારી નહોતી. છતાં જવાનું મન થતું. ઘરનું આકર્ષણ કોઈ જુદી જ વાત છે.

મારા આ આંટાફેરા પ્રત્યે આયબુને પણ દયા આવતી. એ કહેતો: “માસ્તર! ઘર કયારે વસાવો છો?”

“કેમ ભાઈ?”

“જમવાની હેરાનગતિ થાય છે. પરણી જાઓ ને ઘર માંડો.”

પરણીને ઘર વસાવવાનું કારણ જમવાની આપદા ટળે, એ સિવાય આયબુને પરણવાની બીજી જરૂર જણાતી નહિ હોય. સાચી વાત છે. એ બિચારાને જે લાગ્યું તે એણે કહ્યું. હાથે રાંધીને ખાવામાં કયો પુરુષ કંટાળી નહિ જતો હોય? પણ એટલા ખાતર બધું છોડીને પરણી જવાનો વિચાર મારા મનમાં પણ આવ્યો નહોતો. બહુ કંટાળો આવે ત્યારે એકાદ અઠવાડિયું ઘેર જવાનું માંડી વાળતો. અને જો જતો તો આવવામાં સોમવારને બદલે મંગળવાર કરી નાખતો. એ સિવાય આવવા-જવાનું ચાલુ રહેતું.

આ વખતે મોડો નીકળ્યો હતો. ગામમાં પહોંચ્યો ત્યારે સાંજ પડી ગઈ હતી. હજી ઘેટાં ચરીને પાછાં ફર્યાં નહોતાં. આ વખતે રામાના ચોટલાવાળા રૂપિયા હું વટાવી લાવ્યો હતો. ફેબરાંની અંદર રાખેલા પૈસાનું વજન આખે રસ્તે મારે માથે હતું. એ ઝોળીને બરાબર પકડીને ચાલતી વેળા અચાનક કોઈ આવી ચડે અને લૂંટી જાય તો કેવી મહાન આફત ઊભી થાય એમ વિચારી આસપાસ નજર નાખ્યા કરતો હું ઘણી ઝડપથી પગલાં ઉપાડતો હતો. ગામમાં પેઠો એટલે માથા પરનો બોજ—એ જવાબદારી ઊતરી ગઈ. ઓરડાનું બારણું ઉઘાડી મેં દીવો સળગાવ્યો અને હાથપગ ધોઈને જરા નિરાંતે બેઠો. ઘણું ચાલ્યા પછી પગ લાંબા કરીને બેસવામાં કેવી મજા આવે છે એ જાણવા સારુ એનો અનુભવ લેવો પડે છે.

ચોમાસાની હવાને લીધે ભીંતે લૂણો આવી ગયો હતો. બે-ચાર દિવસ સુધી ઓરડો ખોલ્યો ન હોવાથી હવા બંધિયેર થઈ ગઈ હતી. ખૂણામાં ભરાઈ રહેલાં મચ્છર નીકળી પડયાં હતાં; કંટાળો આપે એવો ગણગણાટ ચાલુ હતો. હું ખૂબ થાકી ગયો હતો, કંટાળી ગયો હતો. આંખો મીંચાવા લાગી હતી પરંતુ દીવાવેળા ઊંઘવું સારું નહિ, લક્ષ્મીને આવવાને સમયે સૂવું એ દરિદ્રનાં લક્ષણ ગણાય. પણ ભાગ્યશાળી હોય તે પણ થાકી જાય ત્યારે શું કરે? દરિદ્રી અને ભાગ્યશાળી બંનેનાં શરીર તો સરખાં જ હોય; થાકે ત્યારે આરામની માગણી એ કરે જ. એ આરામ કરવા લાગે ત્યારે આંખો મીચાવા માંડે, અને પછી ઊંઘ પણ આવે. એ યોગ્ય ન ગણાય, સારું ન કહેવાય.

બેઠો હતો તે ધીરેથી આડો થયો. કળતા શરીરને ઢીલું કરી પડયો રહ્યો; અને આંખો પણ મીંચી લીધી. આંખો સખત બંધ કર્યા પછી એની સામે ચળકતા રંગનાં કુંડાળાં કેમ દેખાતાં હશે? જાંબલી, ભૂરો, કાળો રંગ કેમ દેખાતો હશે, શા માટે

દેખાતો હશે? નિશાળમાં જો છોકરાઓ આવો સવાલ પૂછે તો માસ્તરની ફજેતી થવાનો વખત આવે. બનવાજોગ છે કે જવાબ સરલ હશે પણ મને આવડતો નહોતો. ફાઈનલ પાસ કરીને માસ્તર થનારો છોકરડો એ બધું ક્યાંથી જાણે? પણ જો છોકરાઓ પૂછે તો ફજેતી તો થાય જ, હવે એ વાત સાવ જુદી છે કે બનગરવાડીના છોકરાઓ એટલા હોશિયાર નથી; પરંતુ શિક્ષક તરીકે એનો જવાબ જાણવો જોઈએ, એનાં કારણો શોધવાં જોઈએ. આંખોની રચના કેવી હોય છે? આરોગ્યવિજ્ઞાનમાં આ બધું આવી ગયું છે......બરાબર છે. ભણેલું બધું જલદી ભૂલી જવાય છે. ભારે થયેલી આંખો બંધ થઈ ગઈ, એ ઊઘડતી જ નહોતી.

ચારેક કલાક પછી હું જાગ્યો ત્યારે ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. ઓરડામાં દીવો નહોતો, અમે ખુલ્લા બારણામાંથી ચટકા ભરે તેવી ઠંડી હવા આવતી હતી. હું બેઠો થયો અને એકાએક યાદ આવ્યું. ઝડપ કરતો હું ઓશિકા તરફ વળીને ત્યાં ઢંઢોળવા લાગ્યો. ઝોળી ઉપર હાથ ગયો, પરંતુ એમાં પૈસાની પોટલી નહોતી! કાળજું ફફડી ઊઠયું. અંધારામાં વારેવારે મેં ઝોળી તપાસી; અંદરથી ધોતિયું, ઝભ્ભો, બધું બહાર કાઢયું. પરંતુ રૂપિયાનો કઠણ સ્પર્શ હાથને જણાયો નહિ. ખિસ્સામાંથી બાકસ કાઢી દીવાસળી ઘસી અને ઘાસતેલનો દીવો કર્યો. કોઈ પાગલ આદમી પેઠે હું ઝોળી, બિછાનું, જમીન ફંફોસતો રહ્યો.

પૈસા ગયા, ચારપાંચ દિવસ વીતી ગયા હતા. હું રોજનું કામ કર્યા કરતો હતો. જમતો, નિશાળમાં જતો, રાતની મંડળીમાં પણ બેસતો. પણ એ પૈસા કઈ રીતે ઊપડી ગયા એનો કોઈ અંદાજ હું બાંધી ન શકયો. જેમ જેમ વધારે વિચાર કરતો ગયો તેમ તેમ ગૂંચવાડો વધતો ચાલ્યો. ઘેરથી નીકળ્યો ત્યારે પૈસા સાથે લીધા હતા ખરા? રસ્તામાં થાક ખાવા બેઠો ત્યારે ઝોળીમાંથી પોટલી નીકળી તો નહિ પડી હોય? સાચવણ તરીકે મેં એ પોટલી અને ઢેબરાંની પોટલી સાથે જ બાંધી હતી; એકલો વટેમાર્ગુ ગણીને કોઈ ધાડપાડુ હુમલો કરે તો શું થાય? મારી પાસે ઢેબરાંની પોટલી વિના બીજું કશું નથી એવો દેખાવ કરી શકયો હોત.

પણ હવે તો ઢેબરાં અને પૈસા બંને ઊપડી ગયાં હતાં. ઢેબરાની સોડમને લીધે આકર્ષાઈને કૂતરો પોટલી લઈ ગયો હશે? અગર બાઘા જેવા દેખાતા આયબુએ જ શું હાથ માર્યો હશે? એની આંખ પરથી એવું કશું લાગતું નહોતું; કોઈ તરેહનો સંકોચ આવ્યો દેખાતો નહોતો. તો પછી ઘરમાં પેસીને પૈસા કોણ

લઈ ગયું? બસ, એક એ જ વિચાર મારા મગજમાં ચોવીસે કલાક ઘોળાયા કરતો હતો. રામાએ વિશ્વાસથી વટાવવા માટે આપેલા રૂપિયા ગફલતથી હું ગુમાવી બેઠો હતો. હું એ પૈસા ખાઈ ગયો નહોતો; મારા મનમાં એવો વિચાર પણ કદી આવ્યો નહોતો. પણ રામો એ વાત માનવા તૈયાર થશે ખરો? એ શા માટે માનવા તૈયાર થાય? કાલે ઊઠી જો હું એને કહેવા જાઉં કે ભાઈ! તારા રૂપિયા મારી ઝોળીમાંથી ઊપડી ગયા છે તો એ જરૂર એમ કહેવાનો કે દસ-બાર રૂપિયા વટાવી આપીને આ લબાડ માણસે સજ્જનતાનો ઢોંગ કર્યો અને વધારે રકમ હાથમાં આવી ત્યારે પોતે હજમ કરી ગયો! આખરે એ પોતાની જાત પર ગયો! મારા ગમારપણાનો લાભ લઈ આ આદમીએ પોતાનું ખિસ્સું ભરી લીધું! રામા ભરવાડ આમ વિચારે એ સ્વાભાવિક હતું. જે ભલમનસાઈ કમાવા હું મહેનત કરતો હતો એને જોતજોતામાં સુરંગ ચંપાઈ જવાની. એ વિચાર મનમાં આવતાંની સાથે જ હું ધ્રૂજી ઊઠયો. મને એમ થતું હતું કે આવડી મોટી રકમ વટાવી લાવવાનું જોખમ ખેડવાનું મને કેમ સૂઝ્યું? રકમ નાનકડી હોત તો હું મારી ગાંઠના પૈસા કાઢી રામાને ચૂકવી દેત; પૈસા ઊપડી ગયાની વાત એને કાને પણ પડવા દેત નહિ. પણ એટલી રકમ મારા પાસે હતી નહિ, મારા ઘરમાં પણ નહોતી, કોઈ બહારનો માણસ કરજે આપે એવો સંભવ પણ ન હતો. ચારે બાજુના રસ્તાઓ આ રીતે બંધ થઈ ગયા પછી વળી પાછો પૈસા ક્યાં ગયા અને કઈ રીતે ગયા એનો હું ફરીથી વિચાર કરવા લાગ્યો. રહી રહીને મને ડર લાગતો કે રખે દાદુએ કોઈ કારસ્તાન કર્યું હશે? વારે વારે મને લાગતું કે માસ્તરની આબરૂ ધૂળમાં મેળવવા સારુ એણે જ આ ચોરી કરી હશે. પણ તો પછી આજ સુધી એ છાનો કેમ રહ્યો એનું કોઈ કારણ હું આપી શકતો નહોતો. વાડીમાં હું પાછો આવ્યો તે પછી રામા મને મળ્યો ન નહોતો એવું નહોતું. એ નિશાળમાં આવતો પણ પૈસાની વાત એણે કદી ઉચ્ચારી નહોતી. ઘરમાં પેટીમાં પડયા હોય એ જ રીતે માસ્તર પાસે રૂપિયા સચવાઈ રહ્યા છે, હજુ વટાવાયા નહિ હોય, વટાવાઈ જતાં જ માસ્તર પોતે જ ઘેર આવીને આપી જશે પછી નાહક શા સારુ સંભારવા? મનની સંકુચિતતા શા સારુ દાખવવી? આવા વિચારોને લીધે રામા કશું પૂછતો નહોતો, અને હું પણ કશું બોલતો નહોતો. પણ હું ચોરની લાગણી અનુભવતો હતો. રામા ભરવાડની સામે ઊંચી નજરે ન જોવું, એની સાથે વાત કરવાનું ટાળવું, આ ગામ છોડીને ચાલ્યા

જવું, આમાંના કોઈને ફરી વાર મળવું નહિ, એમ મનમાં થયા કરતું હતું અને હું મારી જાત ઉપર ચિડાયા કરતો હતો.

દરમિયાન એક દહાડો પટેલની કાળીમેશ જેવી પોતરી સાડલો ફફડાવતી મારે ઘેર આવી. ઓરડામાં હું ત્યારે એકલો જ હતો. એણે બારણે ડોકાઈને જોયું; એક વાર, બે વાર, ત્રણ વાર ડોકાઈ લીધું અને પછી સાડલોનો છેડો મોં આડે રાખી એ બહાર જ ઊભી રહી.

મેં પૂછ્યું: "કોણ છે?"

"હું, અંજી."

"પટેલની અંજી?"

"હા."

"શું કામ છે? અંદર આવ."

અંજી શરમાતી શરમાતી અંદર આવી. એણે હાથશાળ પર વણેલો લાલચટક સાડલો ઓઢયો હતો; લીલા કાપડની ચોળી પહેરી હતી. ગામમાં અને પટેલને ઘેર કોઈ કોઈ વાર હું આ છોકરીને જોયા કરતો, પણ એ ધ્યાન ખેંચે એવડી જુવાન છે એવો ખ્યાલ મને આવ્યો નહોતો. ચૌદ પૂરાં થઈને એને હમણાં જ પંદરમું બેઠું હતું. પણ એનું કાઠું એવું મોટું હતું કે એ વીશ વરસની હોય એવું લાગતું હતું.

અંજીએ અમસ્તો જ છેડો સરખો કર્યો અને માથાનો સહેજ લટકો કરી બોલી: "માસ્તર! હવે તાલુકે કયારે જવું છે?"

અઠવાડિયું પૂરું થવા આવ્યું હતું; બીજે દિવસે શનિવાર હતો. બીજા કોઈ કામે નહિ તો પણ રામાના પૈસા માટે મારે વિભૂતવાડી જવું આવશ્યક હતું.

"કાલે સવારે જવાનો છું, કેમ?"

"અમારું એક કામ કરશો?"

શનિવારે અનેક જણાનાં કામો કરવાનાં મારે આવતાં હતાં; કોઈની દવા લાવવાની હોય, કોઈની નોટ વટાવવી હોય, કોઈનો મનિઑર્ડર કરવાનો હોય, કોઈને કાગળ લખી આપવાનો હોય.

"કહે, કરવા જેવું હશે તો કરીશ."

અંજી બોલી: "જરા આ મારી ચોળી સિવડાવી લાવજો."

અને હું સહેજ ગૂંઝાઈને એની સામે જોયા કરતો હતો ત્યાં તો એણે માપને માટે જૂની ચોળી અને એક કીમતી કાપડનો ટુકડો મારા ભણી ફેંક્યો. બોલી: "ચોરીછૂપીથી સિવડાવું છું; ડાસાને વાત ન કરશો. મજૂરી કરીને મેં પૈસા ભેગા કર્યા છે ને આ ખંડ ખરીદ્યો છે. બે મહિના થઈ ગયા પણ સિવડાવવાનો મોકો મળ્યો નહોતો. સિવડાવીને લેતા આવશો તો સિલાઈના પૈસા હું આપીશ."

અને હું હા ના કહુ તે પહલાં જ કાપડ અને માપની જૂની ચોળી ત્યાં જ રહેવા દઈ અંજી ચાલી ગઈ.

## 11

શનિવારે બપોરના ઘેર પહોંચ્યા પછી તક સાંપડતા જ મેં રૂપિયા ખોવાયાની વાત પિતાજી પાસે ઉચ્ચારી. મારી વાત શાંતિથી સાંભળ્યા પછી પહેલાં તો એમણે મેં આવી જવાબદારી ઉપાડવા સારુ મને ઠપકો દીધો.

મેં સમર્થન કરતા કહ્યું: "હું એનો વિશ્વાસ મેળવવા માગતો હતો તેથી મેં એ જોખમ ઉઠાવ્યું હતું."

"પણ તારે એ પણ વિચાર કરવો જોઈતો હતો કે જો આ રૂપિયા પોતા પાસેથી ઊપડી જાય તો એ ભરી દેવાની શક્તિ પોતાનામાં નથી, પોતાના ઘરની પણ નથી. જો એ ભરી દેવામાં ન આવે તો આજ સુધી મેળવેલો વિશ્વાસ તદ્દન ગુમાવી બેસવાનો વારો આવે."

"થનાં થઈ ગયું. મારે હાથે ભૂલ થઈ ગઈ. હવે હું તમારી સલાહ માગું છું."

પિતાજી થોડી વાર મૂંગા રહ્યા. વિના કારણે ઊઠવેઠ કરવાનું એમને પસંદ નહોતુ; આપણે ભલા ને આપણું કામ ભલું. પૈસા જેવા જોખમી મામલામાં તો બિલકુલ પડવું ન જોઈએ, પૈસાને કારણે નાહક બદનામ થવું પડે છે એમ એ કાયમ કહ્યા કરતા. એથી માથે આવી પડેલી આ આપત્તિની વાત એમને કરતાં જ એમણે કઠોર વેણ સંભળાવ્યાં. પણ પછી એમને મનમાં જ થયું હશે કે "તારાં કર્યાં તું ભોગવ" એમ આ છોકરાને સંભળાવવું સારું નહિ.

એમણે કહ્યું: "તું માલિકને સાફસાફ વાત કહી દે કે રૂપિયા ચોરાઈ ગયા છે, તમારા જ ગામમાં ચોરાયા છે; બધા લોકો ભેગા મળીને શોધી કાઢો. ચોરી હાથ લાગી જશે. જો એ વધારે ગડબડ કરે તો કહી દેવું કે હું કાંઈ કોઈ ઉઠાવગીર નથી; મારે ઘરબાર છે, ખેતર છે, વાડી છે; સરકારી નોકર છું. તારા રૂપિયા ભરી દઈશ."

એમણે આવી સલાહ આપી; મને પણ એ ઠીક લાગી. પણ હું એવું કહી નહિ શકું એમ મને રહીરહીને લાગતું હતું. રામા એ વાત માનશે નહિ, ગામ પણ માનશે નહિ. પોલીસને ખબર આપવાથી પણ ખાસ કશું થાય એવું નહોતું. પોલીસો વિના કારણે ગામમાં ધમાલ મચાવશે, ગમે તેને પકડીને મારઝૂડ કરશે, ગામ આખાની હેરાનગતિ થશે. એ કરતાં તો ચોરાઈ ગયેલ રૂપિયા કશું બોલ્યા-કર્યા વિના ગાંઠના કાઢીને એને આપી દેવા અને કાન પકડીને મૂંગા રહેવું વધારે સારું એ વિચાર મેં મનમાં પાકો કર્યો. રૂપિયા ક્યાંથી મળશે તેની ગણતરી કરવા માંડી, પણ કોઈ રસ્તો જડતો નહોતો. બેત્રણ મિત્રો પાસે અને એકાદબે શાહુકારો પાસે રૂપિયા માગી જોયા પણ મારા જેવા છોકરાને આટલા રૂપિયા કોણ આપે? કોઈ પિતાજીની જામીનગીરી માગતા હતા તો કોઈ ચોખ્ખી ના સંભળાવતા હત. ફરી ફરીને હું કંટાળી ગયો. ત્રણસો-સાડાત્રણસો જેવી રકમ પણ હું ઊભી કરી શકતો નહોતો એનું મને દુ:ખ થયું. મારું મોં પડી ગયું. રવિવારે રાત્રે હું જમ્યો પણ નહિ. મોડે સુધી ઊંઘ પણ ન આવી. મારો આ તરફડાટ મા પામી ગઈ. અંધારામાં જ એ ઊભી થઈ મારી પાસે આવી. ધીમેથી બોલી: "રાજારામ, હજુ પણ જાગે છે શું?"

મેં 'હા' કહી; એ જ વખતે એનો ખરબચડો હાથ મારા શરીર ઉપર ફરવા લાગ્યો.

"જો, રૂપિયા ચોરાયા છે એ મળે છે કે કેમ એ જાણી લે, જો ભરવાડ બહુ વાંસે લાગે તો તારા મોસાળમાં મારા નામનું જે ઘર છે એ વેચી દેજે; એના ચારસો-પાંચસો રૂપિયા તો આવશે જ. એમાંથી એને ભરી દેજે. એમાં આટલી બધી ચિંતા કરવા જેવું શું છે?"

માની વાત સાંભળી મારામાં હિંમત આવી. મારી પાછળ કોઈક ઊભું છે, જરૂર પડ્યે તો રામાના રૂપિયા ચૂકવી શકાશે એવી શકયતા ઊભી થઈ; અને બની ગયેલી ઘટના રાતની સભામાં ગામ આગળ રજૂ કરવી એવી મેં મનમાં ગાંઠ વાળી.

છતાં એ બંને બાબતો મને મુશ્કેલ લાગતી હતી. માનું ઘર વેચવાની મારી મરજી નહોતી, તેમ જ રૂપિયા ખોવાઈ ગગ છે એ વાત જ રામાને હું જણાવવા પણ માગતો નહોતો. કૂવામાં ફસાયા જેવી મારી હાલત થઈ. બહારથી કશી ચિંતા ન રાખતો હોવાનું માતાને બતાવીને સોમવારે વહેલી સવારે મેં બનગરવાડીનો રસ્તો લીધો.

સોમવારે નિશાળ બંધ થતાં હું મારે ઘેર આવ્યો. રાત્રે નિશાળ પાસે ગામલોક મળે ત્યારે ચોરીની વાત જાહેર કરવી એવો મનમાં નિશ્ચય કર્યો. આ બધું કરતા પહેલાં એક વાર પટેલની સલાહ લેવાને ઇરાદે મેં આયબુને ડોસા પાસે મોકલ્યો એની જોડે સંદેશો મોકલ્યો : "થોડો વખત આવી જાઓ; માસ્તરને જરૂરનું કામ છે." આયબુ ડોસાને બોલાવવા ગયો તે પછી જે ઘટના બની છે એ કેવી રીતે કહેવાથી એને ગળે ઊતરશે એનો બેઠાં બેઠાં હું વિચાર કરવા લાગ્યો. આટલું બધું બન્યું હોવા છતાં હૈયાને એક ખૂણે સતત થયા કરતું હતું કે આ મામલો મને કોઈ રીતે મુશ્કેલીમાં ઉતારશે નહિ; કાંઈ કશું બન્યા વિના આપોઆપ આ ગૂંચનો ઉકેલ આવી જશે; હું નાહકનો એનો હાઉ બનાવી રહ્યો છું. રૂપિયા ચોરાયા નથી, કેવળ ક્યાંઈક એ ભૂલથી રહી ગયા છે, આડાઅવળા મુકાઈ ગયા છે.

મનમાં આવી લાગણી મને શા માટે થતી હતી તે હું કહી નહિ શકું; પરંતુ એમ લાગ્યા કરતું હતું, એટલું નક્કી. આમાં કોઈ ભારે ધોખો રહેલો છે એવો ભાસ પણ ખરેખર થતો નહોતો.

ડોસાને ત્યાંથી સહેજ નારાજ થઈને આયબુ પાછો આવ્યો. એ જ્યારે નારાજ થતો ત્યારે એને કપાળે કરચલીઓ વળી જતી. ગાલ ફૂલી જતા અને છાતી પર બંને હાથની એ અદબ વાળી લેતો. એ બારણામાં પેસતો હતો ત્યાં જ મેં પૂછ્યું :

"કાં, ડોસો મળ્યો?"

"મળે જ ને? ન મળે તે એ શું કોઈ મોટો પંત સરકાર છે?"

"પછી શું કહ્યું?"

"કહ્યું કે નથી આવતો. જઈને માસ્તરને કહી દે કે અત્યારે મને નવરાશ નથી. નવરાશ મળશે ત્યારે આવીશ."

ઘડીભર તો હું ઠરી જ ગયો. ડોસા તરફથી આવો જવાબ મળશે એવો ઝાંખો ખ્યાલ પણ મને કદી આવેલો નહિ. હમેશાં 'માસ્તર... માસ્તર ....' કર્યા કરનારો, ઘણી જ સમજદારીપૂર્વક વર્તનારો આ સ્નેહી ડોસો તોછડાઈભર્યો જવાબ નહિ આપે, એમ મેં ધારેલું. મેં આયબુને પૂછ્યું: "મશ્કરીરૂપે કહ્યું હતું કે સાચોસાચ?"

"એમાં મશ્કરી ક્યાં આવી? બરાબર તોછડો જવાબ જ આપેલો." આયબુનાં નસકોરાં ગુસ્સાથી ફૂલી રહ્યાં હતાં. માસ્તર બોલાવે અને આ ભરવાડ આવો જવાબ આપે એ હકીકત એને કાળજામાં કટારી ભોંકાયા જેવી લાગતી હતી. થોડી વાર અટકી જઈ એ બોલ્યો: "એ તમારી ઉપર ખૂબ નારાજ થયેલો દેખાતો હતો." મારી સમજમાં કશું ઊતરતું નહોતું. ડોસો શા માટે આટલો નારાજ થયો હશે? એવી કઈ ભૂલ મારે હાથે થઈ ગઈ હશે? ટોપી પહેરીને સીધો હું ડોસાને ઘેર પહોંચ્યો.

ચૂલા પાસે બળતા ઘાસતેલના દીવાનું ઝાંખું અજવાળું ઘરમાં પડયું હતું. ચૂલાના ધુમાડાથી આખું ઘર ભરાઈ ગયું હતું. અંજી રાત સારુ રોટલા ઘડતી હતી. હું પહોંચ્યો એટલે એણે ચોરીછૂપીથી મારા ભણી જોઈ લીધું. એ નજરનો અર્થ એવો હતો કે મેં એને ચોળી સિવડાવીને લાવી આપ્યાની વાત મારે ડોસાને કહેવી નહિ. ડોસો ભીંતને ટેકે ગોઠણ ઊંચા રાખી બેઠો હતો. હું ગયો ત્યારે એણે 'આવો' પણ કહ્યું નહિ.

સાવ બેઠી બાંધણીના એ ઘરમાં મેં ઊભાં ઊભાં જ કહ્યું; "કેમ બાબા! નિરાંતે બેઠા છો ના?"

માત્ર 'હા' એટલો જ જવાબ આપી ડોસો મૂંગો થઈ ગયો.

મને ખૂબ અડવું લાગ્યું. ધુમાડાથી કાળા પડી ગયેલા ઉપરના છાપરા ભણી જોઈને હું ઊભો હતો. અંજીને પણ ખૂબ વિચિત્ર લાગ્યું. એણે એકાદબે વખત મારા ભણી અને ડોસા ભણી વારાફરતી જોયું. એના મોં પર પણ મૂંઝવણ દેખાતી હતી. ડોસાના આવા વર્તનનો અર્થ એની સમજમાં પણ ઊતરતો નહોતો. ચૂલામાં નાખવા બહારથી કરગઠિયાં લાવવાને બહાને એ બહાર ચાલી ગઈ; હું અને ડોસો બે જ જણા ઘરમાં રહ્યા. એ આમ સંકોડાઈને બેઠો હતો અને મારે હવે શું કરવું એની દ્વિધામાં હું ઊભો હતો.

ચૂલામાં તાપ ઓલવાઈ ગયો હતો અને ધુમાડો વધારે થતો હતો. ચૂલા ઉપર ચડતા શાકની સોડમ વરાળની સાથે ઘર આખામાં ફેલાતી હતી; તપેલીમાં ખદબદ ખદબદ

અવાજ થતો હતો. બારણામાંથી આવતા પવનની લેરખીથી દીવાની જ્યોત ધ્રૂજી રહી હતી. ભીંત પર પડતા કાળા ઓળા પણ હલ્યા કરતા હતા.

મને કાંઈ શબ્દો સૂઝતા નહોતા. એ જ રીતે ઊભા રહી ધીમા અવાજે મેં કહ્યું: "બાબા! હું તમારી જોડે થોડી વાત કરવા માગતો હતો. એક જરૂરની વાત કહેવી હતી."

ડોસાએ જરા પણ ધ્યાન દીધું નહિ.

કરગઠિયાંની ભારી લઈ અંજી અંદર આવી. વાંકી વળી ચૂલો ફૂંકવા લાગી. ડોસાએ રણકારભર્યા અવાજે કહ્યું: "તું ચાલ્યો જા. મને કાંઈ કહીશ નહિ. હું સાંભળવાનો નથી."

એમ કહી બેઠો હતો ત્યાંથી ઊભો થઈ એ મારી પડખે થઈને બહાર જતો રહ્યો; અંધારામાં અદશ્ય થઈ ગયો.

આ અપમાનથી મારું મોં લાલચોળ થઈ ગયું. લમણાં તપી ગયાં. ઘૂંટડો ગળી જઈ હું બહાર જવા લાગ્યો ત્યારે ધીમા અવાજે અંજી બોલી: "હરામખોર દાદુએ ડોસાને કાંઈક કહ્યું છે."

મેં પૂછ્યું: "શું કહ્યું છે?"

"કોણ જાણે શી વાત થઈ છે. જયાંત્યાં સળગાવતો ફરે છે."

મેં સાંભળી લીધું. આ જુવાન છોકરી ઘરમાં એકલી હોય ત્યારે એની સાથે વાતો કરવાનું વાજબી ન માની બોલ્યાચાલ્યા વિના જ હું ઘર બહાર નીકળી ગયો. અંધારામાં ઠેબાં ખાતો ખાતો ઘેર પહોંચ્યો. આયબુ દીવો સળગાવીને બેઠો હતો. થોડી વાર સુધી અમારા બે જણમાંથી કોઈ બોલ્યું નહિ. પણ સાંભળેલી વાત કહ્યા વિના મારાથી રહેવાતું નહોતું.

"આયબુ! ચુગલીખોર દાદુએ ડોસાને કશુંક કહ્યું છે. એને લીધે એ મારા પર નારાજ થયો છે."

કોયડાનો ઉકેલ તુરત આવી ગયો હોય એમ આયબુને લાગ્યાનું દેખાયું. એ બોલ્યો: "એમ?"

"હા; મને ખબર પડી છે, અને એ સાચું પણ હશે."

"અને. એ ચુગલીખોર તમારા પર ખૂબ બળ્યા કરે છે, માસ્તર!"

"પણ બળ્યા કરવાનું કશું કારણ નથી. મેં એનું શું બગાડયું છે?"

"તમે ગામમાં આવ્યા ત્યારથી એની ગુંડાગીરીને કોઈ દાદ આપતું નથી."

"એ ગુંડો છે?"

"તો બીજું શું? એ જીવે છે શાના ઉપર? આલાની ટોપી માલાને માથે, એવી એની રીત છે. બરાબરનો ગુંડો છે."

કોઈ નાટક-નવલકથાના ખલનાયકની પેઠે એ ચુગલીખોર મારી પાછળ શા સારુ પડયો હશે, એ મારી સમજમાં આવતું નહોતું. મેં એનું કશું બગાડયું નહોતું. એના કોઈ વાંકગુનામાં હું આવ્યો નહોતો. પરંતુ શરૂઆતથી જ એ મારી આડે પડયો હતો; જાણે કે એને ને મારે બાપેમાર્યાં વેર ન હોય! કાગડા-ઘુવડ અને સાપ-નોળિયાને જેવાં વેર હોય એવું એનું હતું. જો એમ માનીએ કે મારા ગામમાં આવવાને કારણે એનો રોફ ઘટી ગયો હતો, એની ગુંડાગીરીને કોઈ દાદ આપતું નહોતું, એની સલાહ લેવા કોઈ જતું નહોતું તેથી એ મારો દુશ્મન થયો હતો, તો પહેલી જ મુલાકાતમાં એણે શા સારુ મને દમદાટી દીધી હતી? બનવાજોગ છે કે મારી અગાઉના માસ્તરે એનો કશો ગુનો કર્યો હશે, તેથી સમગ્ર માસ્તરની જાતિ પ્રત્યે એ નારાજ થયો હશે. પણ મારા આટલા દિવસના વર્તાવથી એનો એ ગુસ્સો ચાલ્યો જવો જોઈતો હતો.

આયબુ ઊભો થઈ રોટલા માગવા સારુ બહાર ચાલ્યો ગયો. રામા ભરવાડના રૂપિયાએ પહેલેથી જ મારી ઊંઘ ઉડાડી દીધી હતી; એમાં ચુગલીખોરનો આ જૂનો રોગ પાછો ઊબળ્યો હતો. શરૂઆતથી જ મારી પીઠ થાબડનારો ગામનો એકમાત્ર આદમી, પટેલ, એ પણ હવે આડો પડયો હતો. હમણાં હમણાં મારા મનમાં આત્મ-શ્રદ્ધા પ્રગટી હતી કે ગામનું કશુંક સારું કરવું, ખાતા તરફથી શાબાશી મેળવવી, એટલામાં આ ઘટના બની ગઈ.

મારું મન ઉદાસ થઈ ગયું. ઊઠીને કોગળો કર્યો. ઘેરથી આણેલાં ઢેબરાં કાઢયાં અને એકલો ખાવા બેઠો. મારા ચાવવાનો અવાજ પણ મને મોટો લાગતો હતો.

અને એ જ ક્ષણે આનંદા રામોશી દેખાયો. બારણા બહાર જ ઊભાં રહી એણે પૂછ્યું: "માસ્તર! એકલા જ છો?"

"હા, એકલો જ છું. કેમ આનંદા?"

"જમી લ્યો; હું થોડી વાર રહીને આવીશ."

"મેં જમી લીધું છે. કાંઈ કામ છે?"

મેં ઢેબરાં સંકેલીને મૂકી દીધાં, હાથ ધોયા, એટલે આનંદા અંદર આવ્યો. અંદર આવી એણે બારણાને સાંકળ વાસી દીધી. પછી સાવ ધીમા અવાજમાં પૂછ્યું: "માસ્તર! ઓરડામાંથી તમારા કાંઈ પૈસા ગયા છે?"

અચાનક મેં આંચકો અનુભવ્યો. એક કાનેથી બીજે કાને પણ ન ગયેલી આ વાત આ આનંદા શી રીતે જાણી ગયો? એને કોણે કહ્યું હશે? મારા ઓરડામાંથી પૈસા ચોરાયાની વાત આ માણસ જાણે છે એટલે એ કોણે લીધા, શા માટે લીધા, વગેરે બધી બાબત એ જાણી ગયો હશે. ટૂંકમાં મેં આબરૂ સાચવવા આટલા દિવસ સુધી જે પ્રયત્નો કર્યા હતા એ નકામા ગયા હતા. વટાવવા સારુ રામાએ મને જે રૂપિયા સોંપ્યા હતા તે હું ખાઈ ગયો છું, એ વાત જાહેર થઈ ગઈ! હવે મારે આને સાચી વાત કહેવી કે આડાઅવળા જવાબ આપી વાતને ઉડાવવી? હું પૂરેપૂરો મૂંઝાયો. મારા મોંમાંથી શબ્દો નીકળી પડયા: "હા; તને કોણે કહ્યું?"

"હું જાણું છું."

"પણ શી રીતે?"

આનંદાએ ઠંડે કલેજે જવાબ આપ્યો: "હું જ લઈ ગયો'તો!"

હું સાંભળું છું તે સાચું છે કે કેમ, તે હું માની ન શકયો. ફાટેલ મેંએ અને ફાટેલી આંખે હું એની સામે તાકી રહ્યો.

સાથે આણેલી ધોતિયાની પોટલી આનંદાએ બહાર કાઢી અને ખૂબ કાળજીથી સાચવી રાખેલા એ રૂપિયા મારી સામે ધરી દેતાં બોલ્યો: "જેમ લઈ ગયો'તો એમ જ લાવ્યો છું. આ તમારું જોખમ સંભાળી લ્યો."

રૂપિયાની પોટલી પર મેં ઝડપ મારી; રૂપિયા મારા કબજામાં લઈ લીધા. મન પરનો મોટો ભાર ઊતરી ગયો. મને એમ લાગ્યું કે મારી સંકટની વેળાએ આનંદા રામોશી ભગવાનની પેઠે હાજર થયો છે!

પછી આનંદાએ કહ્યું: "ગણી લ્યો. ત્રણ રૂપિયા દસ આના મેં વાપરી ખાધા છે; એ હું પાછા નહિ આપું. પણ બાકીના બધા રૂપિયા જેમના તેમ છે."

રામોશી ઉપર મને ગુસ્સો પણ ચડયો, સાથોસાથ એના પ્રત્યે વહાલ પણ પ્રગટયું પૂછ્યું: "આનંદા! રૂપિયા શા માટે લઈ ગયો હતો? તને એ કયાંથી મળ્યા?"

"ખંડોબાના સોગન! માસ્તર! રૂપિયા ઉઠાવી જવાને ઇરાદે હું એ લઈ નો'તો ગયો. તમારી પાસે રોટી માગવા આવ્યો હતો, પણ તમે તો સૂઈ ગયા હતા. સૂતેલ આદમીને કેમ જગાડાય? તમે જે ઢેબરાંની પોટલી સાથે લાવ્યા'તા એ નજરે ચડી; એની સોડમ લલચાવતી હતી. વિચાર કર્યો કે ઢેબરાં ઉઠાવી જવાં; માસ્તરને ખબર પડશે ત્યારે માનશે કે કૂતરું લઈ ગયું હશે, એવો વિચાર કરી ઓશિકેથી પોટલી ઉઠાવી ઘેર ગયો. પોટલી ખોલી તો તેમાં ઢેબરાં ઉપરાંત ઢગલોએક રૂપિયા પણ હતા. રૂપિયા દેખતાં જ લાલચ થઈ."

"એ તો ઠીક; પણ અહીં મારે ગળે ટૂંપો દેવાયો હતો, ખબર છે?"

"એમ કેમ બને? માસ્તર! તમારી વાંસે તો પાંડુરંગ ઊભો છે. હું જાતે બેરઠ. આટલા રૂપિયા પચાવી જવાનું મારે અઘરું નો'તું. આઠદસ દિવસ રૂપિયા ઘેર રાખ્યા, પણ કાયમ મનમાં થતું હતું કે દીકરા આનંદા! માસ્તરના પૈસા તેં કેમ લીધા છે? માસ્તર શું કોઈ જાગીરદાર છે કે શાહુકાર છે? એને આવો ધોખો દેવાય? રોજ રોજ એની સાથે બેસવું ને એને આવો દગો દેવો સારુ ન કે'વાય. અને માસ્તર! આજે એ રૂપિયા તમારે પગે મૂકું છું. હવે ગમે તો કેસ કરો, જેલમાં મોકલો અને નંઈ તો છૂટો રાખો. મરજી પડે તેમ કરો."

આખી વાત આનંદાએ એટલી સ્વાભાવિકતાથી કહી, એટલા ખુલ્લા દિલથી જણાવી કે એને શું કહેવું એ મને સૂઝતું નહોતું. નાની નાની ચોરીઓ કરનારા આ રામોશીએ ઘણી મજલ કાપી હતી. છતાં એણે જાતે આવીને રકમ પાછી પણ સોંપી હતી. ચોરી કરવા સારુ એ મારા ઘરમાં પેઠો હતો એ ખરું, પરંતુ એ ચોરી રોટલાની હતી. રૂપિયા લઈ જવાનો એનો કોઈ જાતનો ઇરાદો નહોતો, એ જ એની સાથે ગયા હતા. અત્યારે એ કહે છે કે મારી દયા ખાઈને પોતે રૂપિયા પાછા લાવ્યો છે. પણ એ વાત સાચી નહિ હોય. ચોરી આજે કે કાલે જરૂર જાહેર થઈ જવાની એ વિચારે આનંદા સજ્જન બની ગયો હતો. નાની નાની ચોરી કર્યા પછી પણ આઠપંદર દિવસમાં એ માલિક પાસે જઈને ચોરી કબૂલ કરી લેતો હતો. ચોરાયેલ માલ એટલો નજીવો હોય કે ચાર ગાળો દેવા ઉપરાંત એને કોઈ કશું કરતું નહોતું, કેમકે આનંદા કહેતો: "માગવાથી કોઈ આપતું નથી એટલે છાનામાના લઈ જવું પડે છે. અને હું વધારે ક્યાં લઈ જાઉં છું? પેટ સારુ જેટલાની જરૂર પડે એટલું જ હું લઉં છું. ઢોર બગાડી જાય, પંખી ચણી જાય, કીડીમંકોડી ખાઈ

જાય એમ આનંદા પણ ખાઈ ગયો છે એમ માની મનમાં દુ:ખ ન લગાડવું."

મારી સામે પલાંઠી વાળી આનંદા બેઠો હતો, અને હું શું કહું છું એ તરફ એનું ધ્યાન હતું.

મને ખૂબ ગુસ્સો ચડયો. એમ થયું કે આ માણસનું ફરી મોં પણ જોવું નહિ. એની મૂર્ખાઈને કારણે મારે કેટલી માનસિક વેદનાઓ સહેવી પડી હતી? છેલ્લા આઠ દિવસથી મારા જીવમાં જીવ નહોતો. લગભગ ચીસ પાડી મેં એને કહ્યું: "તું બહુ ડાયો લાગે છે! હું તારું મોં પણ ફરી વાર જોવા નથી માગતો!"

આનંદા કશું બોલ્યો નહિ. કાન પર ચડાવી રાખેલી બીડીનું અરધું ઠૂંઠું એણે દીવા પર સળગાવ્યું અને ચાલતી પકડી.

ઊભો થઈ એ જ પળે હું રામાને ત્યાં ગયો. એના રૂપિયા એને હવાલે કરી દીધા અને નિરાંતનો દમ લીધો.

રામાએ કહ્યું: "માસ્તર! કશી ઉતાવળ નો'તી. રૂપિયા તમારે ત્યાં હતા એ મારે મન મારે ઘેર જ હતા."

મેં કહ્યું: "સાચી વાત છે."

આ વચલા અઠવાડિયામાં શું શું બની ગયું એનો એને કશો જ ખ્યાલ નહોતો. છેવટે પાછા ફરતી વખતે મેં રામાને ભાર દઈને કહ્યું: "રૂપિયા ઘરમાં ન રાખશો. ક્યાંઈક રોકી દેજો. જમીન લેજો અગર ઘેટાં ખરીદજો; પણ ઘરમાં આવું જોખમ રાખશો નહિ. ક્યારે કેવો વખત આવશે એની ખબર પડતી નથી."

થોડા દિવસો પછી રામાએ એ રૂપિયાનાં ઘેટાં ખરીદ્યાં; એનું ટોળું ઘણું મોટું થઈ ગયું.

## 12

જરાયત બાજરી ધીરે ધીરે મોટી થઈ. ગર્ભાયેલ કણસલાંમાંથી લાંબાં ડૂંડાં બહાર નીકળ્યાં. હરિયાળાં ખેતરોમાં તપખીરિયા રંગનાં ડૂંડાં ચોમેર ડોલવા લાગ્યાં અને તુરત જ જાંબુડિયા રંગનાં થૂલાંથી ભરાઈ જવા લાગ્યાં. થૂલાં ભરાયાં તે સાથે જ નાની નાની કીડીઓ ડૂંડાં પર ચડવા લાગી. ડૂંડાંની આસપાસ મધમાખીઓ બમ-

ણવા લાગી. પીળા રંગનાં પતંગિયાં બબ્બેની જોડીમાં હવામાં તરતાં તરતાં આવીને ડૂંડાં ઉપર બેસવા લાગ્યા. કદી કદી જોરદાર પવન ફૂંકાતાં ડૂંડાં પરનાં થૂલાં ઊડી જઈ દાણા ખુલ્લા દેખાવા લાગ્યા. બાજરાની સાથોસાથ વાવવામાં આવેલા કઠોળના વેલાઓ-છોડવાઓ પથરાવા લાગ્યા. કોઈ કોઈ સ્થળે મઠની શિંગોનાં ઝૂમખાં નજરે પડવા લાગ્યાં. કળથી જોર કરવા લાગી. તુવેરના જામેલા છોડો પર કાળી પડવા માંડેલી શિંગોમાં દાણા ભરાવા લાગ્યા. મગફળીનાં મૂળો પાસે ધોળી ગાંઠો જામવા લાગી. પાળા પર ઊગેલા કુર્ડું ઘાસની ધોળી વાદળી મંજરીઓ ખીલી ઊઠી. અને પછી તુરતમાં જ થૂલાંથી ભરાયેલાં ડૂંડાંમાં બાજરીના ચમકદાર દાણા દેખાવા લાગ્યા. પક્ષીઓનાં ટોળાં એ દૂધિયા દાણાઓ ચણાવા માટે નૂટી પાડવા લાગ્યાં.

જેમનાં ખેતરો હતાં તેઓ વહેલી સવારે ઊઠી રખવાળું કરવા ખેતરે જવા લાગ્યા. બનગરવાડીની સ્ત્રીઓ અને બાળકો રોજી મેળવવા પડોશના ગામનાં ખેતરોમાં જવા લાગ્યાં.

લીલું લીલું ઘાસ ચરીને ઘેટાંનાં શરીર પોઢાં થયાં. એમના શરીર પર ચરબી વધવા લાગી. ખેંચમાં આવેલો કોઈ ભરવાડ એને બજારમાં લઈ જતો, તો એ જામેલા ઘેટાના એને સારા એવા દામ મળતા હતા.

બાજરી બરાબર પાકી ગઈ. બાળકો પાકેલા દાણા ખાઈને મજબૂત થવા લાગ્યાં. દશેરા આવ્યા. સીમોલ્લંઘનના સોના(આપટાનાં પાન) સાથે બાજરીનાં નવાં ડૂંડાં પણ લોકોએ વહેંચ્યાં અને પછી કાપણીની ધમાલ મચી. પાંચ મહિના સુધી વધેલા બાજરીના જોરદાર છોડ દાતરડાંથી કપાઈને આડા પડયા. જો એમ ને એમ પડયા રહેવા દેવામાં આવે તો કીટકો અને ચકલાં ડૂંડાંના દાણા ખાઈ જાય તેથી હાથોહાથ એના પૂળા વાળી ઓઘા ખડકી દેવામાં આવ્યા. બહાર ન આવેલા દાણા દબાણ અને ગરમીને કારણે ડૂંડાંમાં ભરાયા. બેત્રણ દિવસ પછી ઓઘા ઉખેળી ત્રણત્રણ ચારચાર પૂળાઓને સામસામે અડીને ઊભા રાખ્યા; એને તડકો મળ્યો. લીલા કણ સુકાવા લાગ્યા. સવારસાંજ ચકલાંઓ ત્યાં ટોળે વળવા લાગ્યાં. ઘરના માણસો લીલી કુંજાર બાજરીના રોટલા ઉડાવવા લાગ્યા. જેમને ઘરમાં ખાવા પૂરતું અનાજ હતું તેઓ ઊતવળા થયા નહિ; બીજાં કામો ઉકેલવામાં બાજરીનો પગર ઢીલમાં પાડયો. પણ એમને ય અઠવાડિયા-દસ દિવસમાં ઓઘા ઉખેળ્યા વિના છૂટકો નહોતો.

ધીરે ધીરે કઠોળ પણ તૈયાર થયાં. સુકાયેલ શિંગો ઘૂઘરાની પેઠે ખખડવા લાગી. એટલે પછી કળથી, મગફળી, તુવેર અને મઠ કાઢી લેવામાં આવ્યાં. ખાલી થયેલાં ખેતરોમાં ઢોર છૂટથી ફરવા લાગ્યાં; ઘેટાંઓ પણ જ્યાંત્યાં જે મળે તે મોંમાં ભરવા લાગ્યાં. બાજરીનાં ભૂરાં-રાતાં ખેતરો ઉજ્જડ દેખાવા લાગ્યાં.

સખત ટાઢ પડવાની શરૂઆત થઈ. સવાર-સાંજ લોકો ઓગઠ-કરગઠિયાં એકઠાં કરી તાપવા લાગ્યાં. ઠંડીને લીધે એમના હોઠ અને ગાલ ફાટવા લાગ્યા. ભરવાડનાં શરીરો કાળી કામળીમાંથી બહાર નીકળતાં જ નહોતાં. ઝરણાનાં નીતર્યાં પાણી પર તેમ જ કૂવામાંથી મળસ્કે વરાળ નીકળતી જણાઈ....

દરમિયાન શ્રાવણમાં વાવવામાં આવેલી જુવાર વધી ગઈ. કાળી માટીમાંથી ઊગેલા જુવારના છોડ ગોઠણ અને સાથળે પહોંચવા લાગ્યા; કમરે આવ્યા. વચમાં વચમાં વાવેલી કસૂંબીની હારો પર ગજરા દેખાવા લાગ્યા. ચણા પર નાનાં નાનાં જાંબુડિયા રંગનાં ફૂલો ખીલ્યાં. જોતજોતામાં જુવારનાં ડૂંડાં દેખાયાં. કસૂંબીને પણ સુંદર ફૂલો ઊઘડયાં. ચણાના છોડ ઉપર પોપટાં બાઝયાં. જુવારની લીલી કડબ ખાઈને ઢોર પણ અલમસ્ત બન્યાં, ચમકવા લાગ્યાં; શિંગડાં વડે માટી ઉડાડવા લાગ્યાં. પાકી શેરડી અને લીલા પોપટાં માટે બાળકો ચોરીઓ કરવા લાગ્યાં. ચોકીદારની આંખે ન ચડી જવાય એમ ઘેટાં-બકરાં જુવારના છોડ કરડવા લાગ્યાં, ચીકણા હાથ-વાળાં અને મોં પર સફેદ ઉઝરડાવાળાં બાળકો ખેતરોમાં તોફાનમસ્તી કરતાં ઘૂમવા લાગ્યાં.

ઠેકઠેકાણે ચણાના ઓળા પાડવા તાપણાં થયાં. ખૂબ વહેલાં મળસ્કે ખેતરોમાં બળતાં આ તાપણાંના ધુમાડા આકાશે ચડવા લાગ્યા. જુવાન છોકરાઓ ઓળાનો નાસ્તો ઉડાવવા લાગ્યા. ઘરડાં-બૂઢાં પણ ઓળાને ખાયણીમાં ખાંડીને એનો સ્વાદ લેવા લાગ્યાં. ઓરતો અને નાની દીકરીઓ પણ વખત મેળવીને ચાર દાણા ચાવી લેવા લાગી.

દરેક વરસે આ ઋતુમાં આવતાં પરદેશી પક્ષીઓ ખબર મળી ગયા હોય તેમ આવીને હાજર થયાં. સૂરજ ઊગે તે પહેલાં જ દૂરદૂરથી ટ્રાંવટ્રાંવના અવાજો સંભળાવા લાગ્યા. સ્વચ્છ ભૂરા આકાશમાં હજારોની સંખ્યાવાળાં આ પંખીઓનાં ટોળાં નજરે પડવા લાગ્યાં. ઊડતાં ઊડતાં એમની લાંબી લાંબી થતી જતી હારો જાતજાતના

આકારો ધારણ કરવા લાગી. આંગણામાં તેમ જ ખેતરોમાં ઊભાં રહી બાળકો ઊંચે જોઈને ચીસો પાડવા લાગ્યાં, તાલમાં ગાવાં લાગ્યાં :

"સૂકલડાં સારસો! બાર બળદોનું હળ હાંકો, હળ હાંકો."

પંખીઓનાં આ ટોળાં ખેતરોમાં ઊતરી પડીને ડૂંડાં ખાઈ પાકને નુકસાન ન પહોંચાડે એ સારુ ખેડૂતો પોતાના ફેંટા આકાશમાં ઉડાડીને એમને નસાડવા લાગ્યા, બૂમબરાડા પાડવા લાગ્યા. છતાં લાંબા લાંબા પગવાળાં આ પક્ષીઓ ચક્કર ચક્કર ફરીને પાક પર તૂટી પડયાં અને શોરબકોર મચાવી જુવારનાં ડૂંડાંઓને બગાડવા લાગ્યાં.

ત્રણત્રણ મરઘીના જેટલાં વજનવાળાં ચરબીથી ભરેલાં આ પક્ષીઓને દેખીને રામોશીઓનાં મોંમાં પાણી આવ્યું. જામનગરીવાળી બંદૂકો અને ગોફણો લઈને સીમમાં ચોમેર શિખાઉ છોકરાઓ સારસોની પાછળ નીકળી પડયા. ભૂલથી બેચાર પંખીઓ એમને હાથ પડવા લાગ્યાં. ઘણા દહાડા પછી રામોશીઓનાં ઝૂપડાંઓમાં રંધાતાં માંસની ગંધ નીકળવા લાગી.

કસૂંબીનાં ખીલેલાં ફૂલોનું મધ એકઠું કરવા મધમાખીઓએ ખૂણેખાંચરે મધપૂડા કરવા માંડયા. નાની કુહાડીઓ લઈને ભરવાડ અને રામોશીઓના છોકરાઓ સીમમાં ઘૂમવા લાગ્યા. કેરડાનાં ઝૂંડોમાં કરેલા મધપૂડાઓ શોધીને એનું મીઠું મધ ખાવા લાગ્યા.

પછી જુવારનો પાક તૈયાર થયો. કસૂંબી પાકી. ચણા આવ્યા. ખળાં કરવાની ધમાલ ચાલી. લોકોએ ખળાં લીપ્યાં; કાપણી થઈ. મોઘરીથી ડૂંડાં ધોકાવવામાં આવ્યાં. ઉપણી આવી. પવનની લહેરીઓ સાથે ભૂસું ઊડી ગયું અને મોતીના દાણા જેવી જુવારના ઢગલા થયા. પાકમાંથી પોતપોતાનો ભાગ માગનારાં વસવાયાં ટોળે વળ્યાં. ઢગલાનાં માપ-તોલ થયાં. ચકલાં, ઢોર અને ચોરીમાંથી બચેલા દાણા ખેડૂતોને ઘેર પહોંચ્યા.

શિંગો, ચણા વગેરે પાક લેવાઈ જતાં ખાલી થયેલાં ખેતરોમાં જે કાંઈ રહ્યું હતું તે ગરીબગુરબાંઓએ ઘૂમી ઘૂમીને વીણી લીધું. એમની નજરમાંથી બચી ગયેલા દાણા ચકલાંઓએ વીણી લીધા, કીડીઓ સંઘરો કરવા લઈ ગઈ. તે પછી પણ જે બચી ગયા તે જમીનમાં પડયા પડયા વરસાદની રાહ જોવા લાગ્યા.

**દસ મહિના પછી વળી પાછી લીલી સીમ વેરાન દેખાવા લાગી. પાકની મોસમ [illegible] થઈ. પંખીઓ ઊડી ગયાં. ગલોફાંમાં તમાકુ ભરી લોકો નિરાંતે બેસવા** લાગ્યા.

નટો આવીને ગુલાંટો ખાઈ ખેલ કરવા લાગ્યા. મદારીઓ રીંછોની હોશિયારી બતાવવા લાગ્યા. જાદુગર હાથચાલાકીના ખેલો કરવા લાગ્યા. ખેલો જોઈ લોકો મનને રીઝવવા લાગ્યા, ખુશી થવા લાગ્યા. રાજી થઈને શેર-સવાશેર અનાજ જાદુગરને, મદારીને ને નટોને આપવા લાગ્યા.

ભરવાડના હોશિયાર છોકરાઓ એકઠા થઈ ગજીનાચ નાચવા લાગ્યા. એમણે કાળી બંડીઓ પહેરી હતી, એના પર આભલાં ચોડયાં હતાં અને સફેદ દોરા વડે મોર-બળદનાં ચિત્રો ભર્યાં હતાં. હાથમાં રંગબેરંગી રૂમાલો લઈ તેઓ કુંડાળે પડયા. એક મોટો ઢોલ લઈને ઢોલી ઢીબઢિબાંગ, ઢીબઢિબાંગ વગાડવા લાગ્યો. કરતાલવાળાઓ કરતાલ બજાવવા લાગ્યા. લાલ-લીલા રૂમાલો ફરકાવતા ભરવાડો આગળપાછળ પગના તાલ લેવા લાગ્યા. ગજગતિથી નાચ શરૂ થયો. ધીરે ધીરે ગતિ વધતી ચાલી. પગનો વેગ વધવા લાગ્યો. જાંબલી-ભૂરા રૂમાલો ઊડવા લાગ્યા. ઢોલ ધડૂકવા લાગ્યો. જોતજોતામાં એ પચીશત્રીશ ભરવાડો અને ઢોલી બધા એક-મેક થઈ ગયા. જાણે કોઈ કુશળ કસબી આદમી એકલો જ મદમસ્ત બનીને નાચી રહ્યો ન હોય, એવો દેખાવ થઈ રહ્યો.

કામળા પર બેઠેલા ભરવાડો, બારણાંમાં ઊભી રહી જોનારી સ્ત્રીઓ અને છોકરાં બધાં ભાન ભૂલી ગયાં. એ તાલ એમના શરીરમાં પણ પ્રવેશ્યો. એમનામાં પણ એ ગતિ આવી. આખી બનગરવાડી નાચવા લાગી: ઢીબઢિબાંગ, ઢીબઢિબાંગ; ઢીબ-ઢિબાંગ, ઢીબઢિબાંગ!

## 13

એકાએક ગુસ્સે થઈ ગયેલો પટેલ ઘણા દિવસ સુધી મારી સાથે બોલ્યા નહોતો; કદી નિશાળમાં આવીને બેઠો નહોતો; કદી ઘેર પણ આવ્યો નહોતો; મારા ખબર-અંતર પૂછવાનું પણ એણે છોડી દીધું હતું. શરૂ શરૂમાં મને આ બધું ખટકતું,

પણ પછી હું પણ એ ભૂલી ગયો. મને પણ સહેજ અહંકાર આવ્યો. મારી કોઈ ભૂલ ન હોવા છતાં એ ડોસો મારા પર જે ગુસ્સે થયો હતો, પેલા ચુગલીખોરે કાન ફૂંક્યા પછી મારી જોડે વાતચીત કરવાનું પણ એણે બંધ કરી દીધું હતું, એથી મને ખૂબ માઠું લાગ્યું હતું. ડોસા સાથે પોતે જઈને વાતચીત કરવાનું મેં છોડી દીધું હતું.

નિશાળનું કામ પણ સારી રીતે વધ્યું હતું. છોકરાઓ સારી સંખ્યામાં આવતા હતા. એમની પરીક્ષા, ભણતર, હાજરી વગેરે તરફ મારે હવે વધારે ધ્યાન દેવું પડતું હતું; કેમકે હવે ઉપરી-અધિકારીઓ આવવા લાગ્યા હતા. ગામડાંઓમાં નિશાળો ઊઘડી છે તો એમની સફળતા-નિષ્ફળતા જોવી જોઈએ એનો ખ્યાલ કેળવણી ખાતાને આવ્યો હતો. ઉપરથી જાતજાતની સૂચનાઓ આવતી હતી, હુકમો છૂટતા હતા. પાકની રજાઓમાં ઘેર ગયેલા છોકરાઓને ભેગા કરી એમને નિયમિત રીતે પાછા નિશાળમાં લાવવાનું કામ મુશ્કેલ કામ આયબુ કરતો હતો, રામા ભરવાડ કરતો હતો, આનંદા રામોશી કરતો હતો; અને ગામ પણ હવે મારા બોલને ઉથામતું નહોતું. નિશાળ અને માસ્તર પ્રત્યે એમનામાં આત્મીયતા પેદા થઈ હતી.

એક વાર સોમવારે હું નિશાળમાં ગયો ને છોકરાઓ બાતમી લાવ્યા કે ત્રીજા ધોરણમાં પહેલો નંબર રાખનાર સતાએ એકલાએ જ એક વરુને મારી નાખ્યો છે. મને ખૂબ નવાઈ લાગી.

"અલ્યા, કઈ રીતે માર્યો?"

"માસ્તર! બાવળ તોડવાની કુહાડીથી માર્યો! એના ઘરની સામે જ એની ખાલ લટકે!"

"સતો ક્યાં છે? નિશાળે કેમ નથી આવ્યો?"

"માસ્તર! હવે એ નિશાળે નથી આવવાનો. એના બાપાએ એને ઘેટાંની પાછળ મોકલવા માંડ્યો છે."

રાત્રે નિશાળની સામે જ્યારે લોકોની મંડળી જામી ત્યારે મેં પૂછ્યું કે સતાએ વરુને મારી નાખ્યાની વાત સાચી છે? અને લોકોએ મને એની વિગતવાર માહિતી આપી.

બનગરવાડીની આજુબાજુના જંગલમાં એકાદબે વરુઓ કાયમ રહેતા હતા. ઘેટાંનું એકલવાયું ટોળું જોઈ તેઓ ઘેટાંને પકડતા અને ઉઠાવીને નાસી જતા. ઘેટું સારું હોય તો ચોકીદાર એનો પીછો પકડતો; મોંમાં આવેલો કોળિયો વરુ

પાસેથી પડાવી લેતો. એ લાશને—મારી નાખેલ એ ઘેટાને—ઢેડ-ચમાર સસ્તી કિંમતે લઈ જતા અને ખાતા. પણ કોઈ કોઈ વરુ ઘેટાને ઉઠાવી જતું અને ભરવાડ ખાલી હાથે પાછો આવતો; આવું ઘણી વાર બનતું. જ્યારે ખૂબ હેરાનગતિ થતી ત્યારે કોઈ દિવસ ગામના પાંચ-પચીશ જુવાનિયા લાઠીઓ અને કુહાડીઓ લઈને નીકળી પડતા; બળબળતા તાપમાં સીમ આખી ખૂંદી વળતા; બે ભાગમાં વહેંચાઈને વરુને સાંપટમાં લેવાની કોશિશ કરતા; પરંતુ લુચ્ચો વરુ એમને હાથ આવતો નહિ. દિવસ આખો રખડતા, ગમે તેના ખેતરમાંથી પોપટા કે મગફળી ઉખેડીને ખાઈ જતા આ શિકારીઓ ખાલી હાથે પાછા આવતા. વળી અઠવાડિયા-દસ દિવસમાં એકાદ લવારું ઊપડી ગયાના ખબર આવતા. આટલી હેરાનગતિ પછી પણ વરુને મારી નાખવાની ખાસ કોઈ કોશિશ કરતું નહિ. વરુનું માંસ ખાઈ શકાય તેવું ન હોવાથી રામોશીઓ એના શિકાર પ્રત્યે ઉદાસીન રહેતા. અને ભરવાડોની એવી માન્યતા હતી કે ટોળામાંથી એકાદ ઘેટું વરુ ઉપાડી જાય તો ઘેટાંમાં કોઈ ચેપી રોગ ન આવે. આ વહેમને કારણે વરુઓ બહુ ધીટ થઈ જતા; અને દિવસે પણ ખેતરોમાં ફરવા નીકળતા. જો કોઈ આદમી દેખાય તો માટી ખોદવા લાગતા.

બિરા ભરવાડને કશાક કામ અંગે બીજે ગામ જવાનું હતું એથી એણે છોકરાને ઘેટાં ચારવા મોકલ્યો. બાવળ કાપવાની કુહાડી લઈને સતો સીમમાં ઘેટાં ચારતો હતો, ત્યારે સાંજને વખતે વરુએ ઘાસની ગંજી પર ચડીને નજર નાખી લીધી. બાવળ અને કેરડાંનાં ઝૂંડની ઓથે ઓથે નાળાને કિનારે થઈ એ ઘેટાંના ટોળા પાસે આવી પહોંચ્યો, છતાં સતાને એનો ખ્યાલ રહ્યો ન હતો. આખરે ટોળાથી છૂટા પડેલા એક સરસ મઝાના ઘેટાને વરુએ ઝપટ દીધી. એનું ગળું પકડી એ નાસવા લાગ્યો. સતાનો કૂતરો ભસતો ભસતો એ તરફ દોડયો ત્યારે સતાનું ધ્યાન ગયું. વરુ નાળાને કિનારે કિનારે ઝડપભેર દોડયો જતો હતો. મોટી મોટી ગાળો કાઢતો સતા એની પાછળ દોડયો. કૂતરો પણ દોડયો. જોત-જોતાંમાં કૂતરો વરુને આંબી ગયો. ફલંગ મારી એણે વરુના પાછલા બંને પગ મોમાં પકડી લીધા. પીડા થતાં જ મોમાં પકડેલા ઘેટાને પડતું મૂકી વરુ પાછો ફર્યો. દાંત બહાર કાઢી કૂતરાની ગરદન પકડવાની એ કોશિશ કરવા લાગ્યો; પોતાના પગ છોડવવાની ખટપટ કરવા લાગ્યો, પણ જે તરફ વરુ વળતો એ તરફ કૂતરો પણ વળતો હતો, અને મોંમાં પકડી રાખેલા પગ ખેંચ્યા કરતો હતો. બંને બાજુ વળ્યા છતાં કૂતરાની ગરદન વરુની પકડમાં આવી નહિ. બંને વચ્ચે સારી એવી ઝટાપટી

ચાલી; ડમરી ઊડી, પણ કૂતરાં કરતાં વરુમાં વધારે જોર હતું તેથી છેવટે એણે કૂતરાને હસડયો ને આંચકો માર્યો એટલે કૂતરાની પકડ છૂટી ગઈ અને ગલોટિયાં ખાઈ એ ચત્તો પડયો. ખિજાયેલ વરુએ છલંગ મારી કૂતરાની ગરદન ફાડી નાખી. કૂતરાએ ખૂબ જોસથી ચીસ પાડી. એટલામાં સતા ત્યાં જઈ પહોંચ્યો હતો. એણે કૂતરાની ગરદન પર ચડી બેઠેલા વરુની ગરદન પર કુહાડીનો ઘા કર્યો. લોહીના ફૂવારા ઊડયા. વરુ ચત્તોપાટ થઈ જઈ પગ પછાડવા લાગ્યો. ચિડાયેલ સતાએ વરુ પર કુહાડીના ઘા પર ઘા કર્યે રાખ્યા.

વરુ મરી ગયો; કૂતરો પણ મરી ગયો. નાળાની રેતીમાં ખાડો ખોદી સતાએ કૂતરાને દાટી દીધો, આંખો લૂછી નાખી. મરી ગયેલા એ ઘેટાને ખભે ચડાવીને તથા વરુને પગે દોરી બાંધીને એને ખેંચતો ખેંચતો સતા દીવાટાણે વાડીમાં આવ્યો. જે બન્યું હતું તેનું વિવરણ માતા પાસે કરતી વેળા ડૂસકાં ભરી ભરીને રડયો. કૂતરો ખોયો, ઘેટું ખોયું, એટલા સારુ રડયો. એની માએ પણ રોતાં રોતાં એને સાંત્વન આપ્યું. એને છાતીસરસો ચાંપી બોલી: “હશે બેટા! કૂતરો મૂઓ એ વરુનું લોહી લઈને મર્યો છે ને? એ વરુ પરથી કૂતરો ઓળઘોળ! છાનો રે, સતા! હવે રો મા.”

આ માહિતી સાંભળી મને એમ થઈ ગયું કે કયારે સતો નિશાળે આવે અને કયારે એને શાબાશી આપું! પણ બીજા ચાર-છ દિવસ વીત્યા છતાં સતો નિશાળે આવ્યો નહિ. સંદેશો મોકલાવ્યો તો જવાબ મળ્યો કે એ હવે ઘેટાં પાછળ જાય છે, નિશાળે આવતો નથી.

પછી ફુરસદ કાઢી હું ઇરાદાપૂર્વક સીમમાં આવેલા એના વાસ પર ગયો. દિવસ આથમી ગયો હતો અને આછી ચાંદની ખીલી હતી. વાસની નજીક પહોંચતાં જ એનો કૂતરો કરડવા દોડશે એવી બીકે સતાને બૂમ મારીને પછી આગળ જવાનો મેં વિચાર કર્યો. સાદ પાડયો: “ઓ સતા ....”

સામેથી સવાલ થયો: “કોણ છે?”

“હું માસ્તર છું. કૂતરો પકડી રાખ, નહિ તો કરડવા દોડશે.”

સતાનો અવાજ એકદમ ધીમો પડી ગયો. બોલ્યો: “માસ્તર, કૂતરો નથી, આવો.”

અને તુરત મારા ખ્યાલમાં આવ્યું કે સતાનો કૂતરો તો પેલે દહાડે વરુ સામે ઝઝૂમતાં ખલાસ થઈ ગયો હતો. હું ગુનેગાર હોઉં એવું લાગ્યું.

ઘરની સામે સારી રીતે લીપેલું આંગણું હતું; માટીનો જાતે ચણેલો જેવો-તેવો કયારો હતો અને અંદર તુલસીના છોડ જામ્યા હતા. કયારાની કોર પર કામળો પાથરી સતાએ કહ્યું: "બેસો."

આ ચાંદનીના આછા પ્રકાશમાં જાનવરો ચારો ખાતાં દેખાતાં હતાં. સતાનો બાપ બીડી પીતાં પીતાં બકરીને દોહતો હતો. બહારના વાડામાં ઘેટાં પૂર્યાં હતાં. ઢોરને ગળે બાંધેલી ઘંટડીઓ રણકતી હતી. મોં વડે તોડીને ખવાતી કડબનો કરડ કરડ અવાજ આવતો હતો.

"ભાઈ! તેં તો ભારે બહાદુરી બતાવી! મને બધી જ ખબર પડી છે."

સતાએ કહ્યું: "પણ માસ્તર! વરુએ કૂતરાને મારી નાખ્યો."

"મને એ ખબર પણ મળ્યા છે."

એક ક્ષણ માટે હું મૂંગો બન્યો. સતો પણ ચુપ હતો. દૂધની ચરવી લઈને બિરાએ મારી સામે ધરી બોલ્યો: "આ બકરી દો'તો'તો. બરાબર રાત લઈને જ આવ્યા?"

મેં જવાબ આપ્યો: "ફરતો ફરતો આવી ચડયો."

"બેસો. અમારે ઘેર ચા-બા ન હોય. દૂધ પીશો?"

"ના, ચા-દૂધ કશાની જરૂર નથી."

"એમ કાંઈ ચાલે? લ્યો તો ખરા? અમારું વેણ રાખો."

"જા, છોકરા! ઘરમાંથી ગ્લાસ લાવ્ય."

બિરા મારી બાજુમાં જ બેઠો. મેં પૂછ્યું: "હમણાં હમણાં સતો નિશાળે કેમ નથી આવતો?"

"નથી આવતો. મેં જ કહ્યું કે હવે ઘેટાંને લઈ જા."

"કામ પતી ગયું હોય તો આવતી કાલથી મોકલજો."

બિરા સહેજ મલકયો. દૂધનો ગ્લાસ ભરીને એણે મારી સામે ધર્યો અને સતાને ઘરમાં જતા રહેવાનું કહ્યું.

એ લહેજતદાર દૂધ મેં ઘૂંટડે ઘૂંટડે પીધું. બકરીના દૂધમાં સહેજ વાસ તો આવતી જ હોય છે. પણ ટેવને લીધે એ જણાતી નથી.

પછી બિરાએ ધીરે ધીરે કહ્યું: "માસ્તર! હવે સતો નિશાળે નહિ આવે. મેં જ એને ના પાડી છે. ઘણું ભણ્યો; હવે ધંધે વળગે."

"પણ આમ એકદમ કેમ ઉઠાડી લીધો? સાતમી સુધી ભણાવવો હતો ને?"

માથું ધુણાવી બિરાએ કહ્યું : "શું કામ? માસ્તર! હવે તો એ પાકો જવાન કે'વાય. એણે એકલે વરુને ખલાસ કર્યો હતો. હવે એ છોકરું નથી. હવે વળી નિશાળ શું ને સલેટ શું? પોતાને કામે ભલે વળગે."

મેં ઘણું કહ્યું પણ છોકરા પાછળ ચાર વરસ નકામાં બગાડવા બિરા રાજી નહોતો. વારંવાર એણે દઢતાથી કહ્યું કે હવે હું મારા છોકરાને નિશાળે મોકલીશ નહિ. મારે એક સાથીદાર મળ્યો. મારું કામ એટલું વહેલું પૂરું થશે. તમે દબાણ ન કરો. અને સતાએ પણ નિશાળે આવવાનો ખાસ આગ્રહ રાખ્યો નહિ. કલાક અર્ધો કલાક ચર્ચા કર્યા પછી હું ઊભો થયો. ખુલ્લાં ખેતરોની ઠંડી હવા ખાતો ખાતો ગામ ભણી ચાલી નીકળ્યો. મનથી હું ઉદાસ થઈ ગયો હતો.

બપોરે નિશાળ બંધ કરીને એક દહાડો હું નહાવા માટે ગામની બહાર આવેલ કૂવા તરફ જતો હતો, ત્યારે પટેલ મારી પાછળ પાછળ આવવા લાગ્યો. એકાદ-બે વખત મેં પાછું વાળીને જોયું તો પણ એ આવતો જ હતો. બપોરનો તડકો ખેડાયેલી જમીનને તપવી રહ્યો હતો અને શરીર પર કશું ઓઢયા વિના કેવળ ધોતિયાની કાછડી વાળેલો પટેલ પાળા પાળા પર થઈને મારી પાછળ ચાલ્યો આવતો હતો. પહેલાં મને એમ લાગ્યું કે એ કશક કામે જતો હશે; પણ જ્યારે પાળા પરથી ઊતરી ઢેંફાં ખૂંદતો ખૂંદતો હું કૂવા તરફ જવા લાગ્યો ત્યારે એ પણ પાળા પરથી નીચે ઊતર્યો અને ઢેફાં ખૂંદતો ખૂંદતો એ પણ કૂવા ભણી આવવા લાગ્યો. એ નહાવા આવ્યો હશે એમ માનીએ તો એની પાસે લોટો કે ધોતિયું કશું નહોતું. મારો ફફડાટ અમસ્તો જ વધી ગયો. ફરી વાર પાછું જોયા વિના જ હું કૂવા નજીક પહોંચ્યો. કપડાં ઉતારી લંગોટ સાથે હું અંદર ઊતર્યો, પાણીમાં પડ્યો. થોડી વાર ડૂબકીઓ મારી ઉપર આવીને બેઠો અને શરીર ચોળવા લાગ્યો.

ઘરડો પટેલ પણ પગથિયાં ઊતરી અંદર આવ્યો અને હું બેઠો હતો ત્યાંથી બે પગથિયાં ઊંચે બેઠો. થોડી વાર રહીને બોલ્યો : "માસ્તર! એક જ ગામમાં રહીને એક-બીજા જોડે વાત ન કરવી એ સારું ન ગણાય હો!"

એણે પોતે જ બોલવાની શરૂઆત કરી એથી મને નવાઈ લાગી. મેં કહ્યું : "બાબા! વાત કરવાનું બંધ તો તમે જ કર્યું હતું, મેં નહિ."

"અલ્યા પણ હું કેમ બોલતો નથી, શા કારણે બોલતો નથી એવું તેં કદી પૂછ્યું'તું?"

"શા માટે પૂછું?"

"કેમ, તને એમાં કાંઈ હલકું લાગ્યું? અલ્યા માન-અપમાનનો વિચાર અમારે ઘરડાઓએ કરવો જોયેં કે હજુ કાલે ઊગેલા છોકરાવે?"

એ સાંભળી હું સહેજ હસ્યો. મારે પણ આટલું બધું તાણી રાખવાની જરૂર નહોતી. સમજીને ડોસા જોડે ફરી વાર વાત કરી હોત તો એણે કારણ જણાવ્યું હોત. પછી ડોસાએ જ બોલવા માંડ્યું: "મને ચુગલીખોરે કહ્યું કે તેં અંજીને ચોળી આપી છે, વાત સાચી છે?"

મારે મોંએ શરમના શેરડા પડયા. શો જવાબ દેવો તે ઘડીભર મને સૂઝ્યું નહિ. ડોસો આવું કશુંક પૂછશે, વાત ન કરવા પાછળ એને આવું કશુંક કારણ હશે, એનો ઝાંખોસરખો ખ્યાલ પણ મને હતો નહિ. અંજીને મેં એક વાર ચોળી લાવી આપી હતી એ હકીકત પણ હું ભૂલી ગયો હતો. હું કશું બોલતો નથી એ જોઈ ડોસાએ ફરી કહ્યું: "એણે હનુમાનજીને પગે હાથ મૂકયો હતો. તને ચોળી આપતો અને અંજીને હસતાં હસતાં એ લઈ લેતી એણે જોયાં હતાં એ સાંભળીને મારી તો અકકલ જ ગુમ થઈ ગઈ. છોકરીને મેં ખૂબખૂબાં મારી, અને તારી સાથે વાત કરવાનું બંધ કરી દીધું. પછી તારી ઉપર નજર રાખ્યા કરતો'તો. ત્યારથી માંડીને આજ દિન લગી મને કશું આડુંઅવળું દેખાયું નથી. પછી વિચાર કર્યો કે એક વાર સાચજૂઠની ખાતરી કરી જોવી."

"જૂઠું, સાવ જૂઠું! ચુગલીખોર સાવ નાલાયક માણસ છે. તમારી જોડેનો મારે મનમેળ એનાથી જોઈ શકાયો નહિ. એટલે એણે મારી વિરુદ્ધ આ કારસ્તાન રચ્યું."

મારો શ્વાસ જોરથી ચાલતો હતો; અંદરનો ગભરાટ વધી પડયો હતો.

ડોસાએ વળી કહ્યું: "તો ચોળી આપ્યાની વાત ખોટી છે એમ જ કે'ને?"

"મેં ચોળી આપી હતી ખરી, પણ મફત નહિ. અંજીએ મને કાપડ લાવી આપ્યું હતું, અને તાલુકેથી ચોળી સિવડાવી લાવવા કહ્યું હતું. મેં તમને એ વાત કહી નહોતી કેમકે એણે મને કહ્યું હતું કે હું ચોરીછૂપીથી ચોળી સિવડાવું છું. ડોસાને વાત ન કરશો. તમારી મરજી હોય તો રૂબરૂ કરાવું. હું એવો નાલાયક માણસ નથી

કોઈ કાંઈ કરવાનું મને સોંપે છે તો ચુપચાપ એનું કામ કરી આપું છું. હું બધાને ખપ આવું છું. એનો બદલો તમે લોકો આવી રીતે આપશો એનો મને ખ્યાલ નહિ. મારે બીજી કશી પડી નથી. કેવળ નિશાળનું કામ કરીને હું રહી શકું છું. છોકરાઓને ચાર અક્ષર ભણાવીશ."

આ બધી વાત મેં એટલી ઝડપથી અને તોછડાઈ સાથે કહી કે ડોસો મૂંઝાઈ ગયો.

"જો, મને સાચું લાગ્યું છે એમ મેં તને કહ્યું છે? તને કાંઈ કર્યું છે? હવે મને પોતાને જ એ વાત સાચી લાગતી નો'તી, એમાં તેં આજે ચોખવટ કરી. ચુગલીખોર પહેલેથી જ તારી આડે છે. એ કમબખ્તે કાગનો વાઘ કરી મેલ્યો. જવા દે, તારા મનમાં તો કશું પાપ નથી ના?"

હું હજુ ગરમ હતો. એમાં ડોસાના દાવ ખોટા પડયા એ એની જીભે જ બોલાયું એટલે મારું જોર વધ્યું.

મેં કહ્યું: "હા હા, હજુ પૂછો કે તારા મનમાં કશું પાપ તો નથી ને? સમજુ આદમીએ તમારા ગામમાં રહેવામાં જ પાપ છે. તમે લોકો ભલાભોળા માણસને ગદ્ધો ઠરાવો એવા છો. હવે અહીં કરી એટલી નોકરી બસ છે. હું હમણાં જ જઈને બીજે ગામ બદલી કરાવી લઉં છું."

છેલ્લું વાકય બોલી હું ઉપર આવ્યો. કપડાં બદલી ઘર ભણી ચાલ્યો. ડોસો કેટલી વાર ત્યાં જ બેસી રહ્યો અને કયારે ઊઠીને પાછો આવ્યો એ મેં જાણ્યું નહિ.

એ આખો દિવસ હું ગુસ્સામાં જ રહ્યો. સંયમ રાખવાની ઘણી મહેનત કરી પણ ચુગલીખોર પર વેર લેવાની વાત મારા મનમાંથી ખસી નહિ. એને પકડીને ગામની વચ્ચોવચ્ચ ફટકારવાનું મને મન થઈ આવ્યું; પણ મારા જેવા દૂબળા આદમીથી કશું થાય એવું નહોતું. એના પર કશુંક તહોમત નાખી એને જેલમાં પુરાવી દઉં, કાંઈ નહિ તો ઓળખીતા ફોજદાર પાસે એને માર ખવરાવું અને બરાબરની ધાક બેસારી દઉં એમ પણ મનમાં થયું. મનથી હું ઘણી નીચી પાયરીએ ઊતરી ગયો.

મારી આ વૃતિ આયબુના ખ્યાલમાં આવ્યા વિના રહી નહિ. શું થયું હશે એનો કોઈ અંદાજ એ કરી શકતો ન હોતો. મને પૂછવાની એનામાં હિંમત નહોતી ને હું પોતે કશું જ બોલતો નહોતો.

આખરે રાત પડી ત્યારે પડયાં પડયાં અંધારામાં મેં જ આયબુને કહ્યું: "આયબુ! પેલા ચુગલીખોરે બાફી માર્યું છે."

આયબુ બારણા પાસે ચાદર ઓઢીને પડયો હતો. એણે કહ્યું: "માસ્તર! એને એક વાર બરાબરનો પાઠ ભણાવો!"

"ભઈ! એને પાઠ ભણાવવાનું અઘરું નથી. પણ નાહકની ગામ નિંદા કરે. આજ સુધીના દિવસો ભલમનસાઈથી વીત્યા છે; કોઈનું એક પણ વેણ સાંભળ્યું નથી."

આયબુને પણ એ ગમ્યું. સહેજ સમજાવીને વાત કરીએ તો તુરત એ માની જતો હતો. કાંઈ નહિ તો વાત માન્યમાં આવ્યાનું એ મોં પર તો બતાવતો જ હતો; મોંએથી કહેતો પણ ખરો.

"માસ્તર! આજે એણે તમારું શું કર્યું?

"ચુગલી કર્યા વિના બીજું એનાથી થાય એવું પણ શું છે? પટેલ આજ સુધી બોલતો નહોતો એનું કારણ એ હતો."

"એ તો મેં તમને કહ્યું જ હતું."

"ચુગલીખોરે ડોસાને એમ કહ્યાનું જાણ્યું કે માસ્તર અને અંજી વચ્ચે આડો સંબંધ છે."

આ અણધાર્યા સમાચાર સાંભળી આયબુના મોંમાંથી એક ભૂંડી ગાળ નીકળી પડી. એણે બીજું કાંઈક સાચુંજૂઠું ડોસાના મનમાં ભરાવ્યું હશે; પણ માસ્તર અને અંજી વચ્ચે ખરાબ સંબંધ હોવાની વાત પટેલને કહી હતી એ જાણી, આયબુ ખૂબ નવાઈ પામ્યો. એને ગુસ્સો પણ ચડયો. એણે કહ્યું: "ચુગલીખોર આટલે સુધી જશે એમ મેં ધાર્યું નો'તું."

મેં કહ્યું: "ગામમાં મારું બૂરં કોઈ નથી ઇચ્છતું. પણ આ ચુગલીખોરના મનમાં પહેલેથી જ મારા વિષે ઝેરી નાગની જેવો ડંખ છે. એને શું કરવું એની ખબર પડતી નથી. એ તો ઠીક; પણ સામે મોંએ આવી એ લડી લેવા પણ માગતો નથી. સંતાઈને ગોળીઓ મારે છે."

વાત કરતાં કરતાં હું પહેલવહેલો અહીં આવ્યો ત્યારે આ દાદુએ મારા ઘરમાં આવી મને કેવો દમ ભિડાવ્યો હતો તે યાદ આવ્યું. અને અંજીની વાતને બહાને ગામલોકોને ઉશ્કેરી એ ગમે ત્યારે મને માર ખવરાવ્યા વિના રહેશે નહિ એમ પણ લાગ્યું. મોડે સુધી મને ઊંઘ આવી નહિ. આયબુ તો ઘોરવા લાગ્યો હતો.

તે પછી ત્રીજે કે ચોથે દહાડે ચોરા સામે ઘણે મોડે સુધી બેસી હું પાછો ફર્યો. બારણું ઉઘાડયું ત્યારે આયબુ અંદર સૂતો હતો.

દીવાસળી સળગાવી મેં પથારી શોધી એ પર આડો થયો, ને ઊંઘી ગયો. પહેલી ઊંઘ પૂરી થાય એ પહેલાં જ કશાક કોલાહલને લીધે હું જાગી ગયો. પહેલાં તો શું છે તેની કશી ખબર ન પડી. પછી જણાયું કે ચોરા પાસે કશીક ધાંધલ મચી છે.

પથારીમાં બેઠાં થઈ અંધારામાં જ મેં કાન માંડયા. કેવળ ઘોંઘાટ સિવાય કશું સંભળાતું નહોતું. ધાર્યું કે કાં તો વરુ આવ્યો હશે અથવા સાપ નીકળ્યો હશે. આયબુને શું લાગે છે એ જાણવા સારુ મેં એને કહ્યું: "આયબુ! જો તો આ, ધાંધલ શાની છે?"

આયબુ જલદી જાગ્યો નહિ, એટલે અંધારામાં જ મેં એને ઢંઢોળી જગાડયો. એ પહેલાં તો ચમકયો અને બેઠો થઈ ગયો. પૂછવા લાગ્યો: "કેમ કેમ? શું છે?"

એ પૂરેપૂરો જાગ્યો એટલે મેં કહ્યું: "તને કાંઈ ઘોંઘાટ થતો લાગે છે? ચોરા સામે માણસો એકઠાં થયાં છે."

એણે કાન માંડીને સાંભળ્યું. કહે: "ચોરા સામે કશીક ધાંધલ થઈ રહી છે. જઈને જોઈ આવું?"

મેં કહ્યું: "ચાલ, હું પણ સાથે આવું."

શરીર પર ચાદર બરાબર વીંટીને અમે બહાર નીકળ્યા. બહાર અંધારું ઘોર હતું. પણ ટેવ હોવાથી અમે એમાં પણ ઝડપથી ચાલી શકયા. ચોરા પાસે જઈ પહોંચ્યા. જે પહેલો જ જણ દેખાયો એને મેં પૂછયું: "શું થયું છે? બધી ધાંધલ શાની છે?"

એણે જવાબ આપ્યો: "ચુગલીખોર દાદુને કોઈકે ઢીબ્યો છે."

"કોણે?"

"કોણ હતો એ અંધારામાં કળાયું નંઈ."

ભીડમાં ઘૂસી હું આગળ વધ્યો. દીવો લઈને દાદુની બુઢ્ઢી બેઠી હતી. "ઓય રે! માડી રે!" કરી જોસજોસથી રડતી હતી. સામે દાદુ માટીમાં ઊંધે મોંએ પડયો હતો. એનો ફેંટો દૂર ફેંકાઈ ગયો હતો, અંગરખું ફાટી ગયું હતું. અસાધારણ માર પડેલા કૂતરા પેઠે ચુગલીખોર જીભ કાઢીને હાંફતો હતો. પટેલ અને રામા ધનગર એના પગ પાસે બેસી રહ્યા હતા. સતત કહેતા હતા: "અલ્યા દાદુ! તું બેઠો તો થા? શું થ્યું છે? કોણે માર્યો?"

અને ચુગલીખોર આંખો બંધ રાખી કેવળ માથું જ હલાવ્યા કરતો હતો. એ બેઠો થઈ શકતો નહોતો, બોલી પણ શકતો નહોતો.

મેં કહ્યું: "તમે બધા લોકોએ એને આમ અહીં પડયો શા માટે રહેવા દીધો છે? ઉપાડીને ઘેર તો લઈ જાઓ?"

બધાએ મારી હામાં હા ભેળવી. પણ આગળ થઈ કોઈ એને ઉપાડતું નહોતું. પછી આનંદા રામોશી આગળ આવ્યો, અને જેમ મરી ગયેલા બકરાને ઉઠાવે તેમ એણે ચુગલીખોરને ઊંચકયો અને એના ઘર ભણી લઈ ગયો.

પંદરવીશ આદમીઓનું ટોળું ખોંખારા મારતું, એકબીજાને શું થયું છે તે પૂછતું ને વાત કહેતું પાછળ ચાલ્યું.

ઘેર પહોંચીને કામળો પાથરી દાદુને એના પર સુવાડયો. એની ડોશી રોકકળ કરતી હતી. એના પર ગુસ્સે થઈ પટેલ બોલ્યો: "સુંદરા! તું છાની મર. કાંઈ ખબર પડે છે કે નંઈ? એ શું મરી ગયો છે તે આમ પોક મૂકે છે?"

ઘરમાં અને બહાર લોકો એકઠા થઈ ગયા હતા. મોં પર પાણી છાંટયું અને પવન નાખ્યો એટલે ચુગલીખોરનું હાંફવાનું જરા નરમ પડયું. આંખો ફેરવી ચારે બાજુ જોવા લાગ્યો.

મેં પૂછ્યું: "મને ઓળખ્યો?"

કશો જવાબ આપ્યા વિના એ મોં બીજી બાજુ ફેરવી ગયો. એના મોંની નજીક મોં લઈ જઈ પટેલે પૂછ્યું: "દાદુ! તું ભાનમાં આવ્યો? હું કોણ છું?"

એટલે થૂંક ગળે ઉતારી દાદુએ ડોસાનો હાથ પોતાનાં હાથમાં મજબૂત પકડી લીધો.

"બીશ નંઈ. તને કાંઈ નંઈ થાય," કહી ડોસાએ એના હાથપગ ચોળવા માંડયા.

કોઈ બોલ્યું: "મરી ગયો રે ... મને મારી નાખ્યો બાપલા!' એવી બૂમો સાંભળી એટલે દાડાદોડ હું ઘરમાંથી બહાર નીકળ્યો. અંધારામાં કશું દેખાતું નો'તું. પાસે જઈ વાંકા વળી જોયું તો કોઈ જમીન પર પડયું પડયું કણસતું હતું. મેં પૂછ્યું: 'શું થયું છે? એ કોણ છે અલ્યા!' ત્યારે બોલ્યો: 'હુ દાદુ... મને માર્યો છે.'"

રામ ગડરિયે પૂછ્યું: "અલ્યા પણ કોણે માર્યો, શીદ માર્યો, કંઈ કહીશ કે 'માર્યો' બોલ્યો એટલે બસ?"

કહેનારે જવાબ આપ્યો: "ભગવાન દેખતો હશે. એ પછી દાદુ કાંઈ બોલ્યો-કર્યો નથી. પછી કયાંથી ખબર પડે?"

"તેં કોઈને ભાગી જતો કે સંતાતો જોયો'તો?"

"ના હો! માતાજીના સોગન, મેં નથી જોયો. મારે ખોટું શીદ બોલવું પડે?"

"તો કોણે માર્યો એ કેમ કે'વાય?"

બહારથી કોઈક બોલ્યું: "માનો ન માનો, આ તો કોઈકનો ટુચકો છે."

"અલ્યા ભઈ! તો કો'ક દોડાદોડ પાટિલની વાડીએ જાવ અને મંતરનારા મહારને તેડી લાવો. કે'છે કે બહુ સાચકલો છે; એનો મંતર ખોટો નો પડે."

પણ જવા સારુ કોઈ તૈયાર થતું નહોતું; તું જા, તું જા, એમ બધા કરતા હતા. મારા માનવામાં એ વાત આવી નહિ. મેં સહેજ ઊંચે સાદે કહ્યું: "ભાઈઓ! કોઈ ટુચકો નથી કે કશું જ નથી. એનો શ્વાસ જરા નીચે બેસવા દો. એને બેઠા-થવા દો. એટલે શું થયું છે એ આપોઆપ ખબર પડશે."

પણ પહેલો કૂકડો બોલ્યો છતાં ચુગલીખોર બેઠો ન થયો. ધીરે ધીરે ભીડ ઓછી થઈ; લોકો વેરાઈ ગયા. હું, પટેલ, આયબુ, રામા અને ગામના બેચાર જણા બેસી રહ્યા હતા. પ'હૉ ફાટયો ત્યારે દાદુએ આંખો પૂરી ખોલી. પાણી માગ્યું તે પાયું. ગરમાગરમ ચા પાઈ એટલે એનામાં હોશિયારી આવી.

રામાએ પૂછ્યું: "કાં દાદુ! હવે ઠીક લાગે છે ને?"

બહુ ક્ષીણ સ્વરે એણે જવાબ દીધો: "હા."

"તને કોણે માર્યો?"

જરા રહી દાદુ બોલ્યો: "મારનારને મેં દીઠો નંઈ."

"કેટલા જણ હતા?"

"કાંઈ ખબર ન પડી. અંધારામાં એકદમ માથે કામળો ઓઢાડી દીધો. મોંમાં ડૂચો માર્યો અને ફડોફડ લાટીઓ ઝીંકી. રામાભાઈ! ભડવાઓએ ઢોરની જેમ માર્યો છે, હો!"

"તને કોઈના ઉપર વે'મ છે?"

ચુગલીખોરે નકારમાં માથું ધુણાવ્યું અને મારા ભણી જોયું.

સવાર પડી અને સૂરજે કોર કાઢી ત્યારે "હવે પડયો રે'જે." કહીને પટેલ ઊભો થયો; હું પણ ઊભો થયો. અમે સહુ બહાર નીકળ્યા.

રામા બોલ્યો: "આ સાલા ભડવાનાં હજાર લફરાં હોય છે. કોઈ પરગામવાળાએ આવીને માર્યો હશે તો ય શી ખબર પડવાની છે?"

આયબુએ કહ્યું: "એ બોલતો નથી, પણ મારનારો કોણ છે એ ચુગલીખોર પૂરેપૂરું જાણે છે."

પટેલ બોલ્યા: "એમે ય હશે. ચોરની ગતિ ચોર જાણે. એટલું વળી સારું કે માર મારીને જ જવા દીધો, જીવ લીધો હોત તો ય આપણે શું કરત?"

ઘેર આવતાં જ મેં આયબુને કહ્યું: "આયબુ! ચુગલીખોરને અને મારે બનતું નહોતું. કાલે ઊઠીને મારા પર વહેમ લાવે તો?"

આયબુએ તુચ્છકારપૂર્વક કહ્યું: "એ હીજડો શું કરી નાખવાનો? એની ગોઠવણ થઈ ગઈ છે. છ મહિના લગી હવે એ પથારીમાંથી ઊભો નથી થવાનો."

અને એમ જ બન્યું. બાર-પંદર દિવસ વીત્યા છતાં ચુગલીખોર હરવાફરવા જેવો પણ થયો નહિ. જલદી ઊભો થાય એવાં કોઈ લક્ષણ પણ દેખાતાં નહોતાં. દિવસ આખો પથારીમાં પડયો પડયો કણસ્યા કરતો. કોઈ જાય તો પણ કશું બોલતો નહિ. આ બધું જોઈને ગામ આખું વાતો કરવા લાગ્યું, "ચુગલીખોરને ભૂતે પછાડયો છે; હવે આમાંથી એ કાંઈ જીવશે નહિ."

## 14

એક વાર મારા મનમાં એવો વિચાર આવ્યો કે આ ગામમાં એક સરસ મજબૂત પાકું મકાન હોય તો સારું; એટલું જ નહિ પણ એ મકાન ગામલોકોને ખરચે જ ચણાવું જોઈએ. આવો ખરચ કરવા આ ગાંડા ભરવાડો કબૂલ થશે ખરા? એ બાજુ એક કહેવત કહેવાતી હતી: 'ભરવાડોનું ગાંડપણ છ મહિના સુધી ન જાય.' ભરવાડોના અજડ-પણાને લીધે એ કહેવત પડી હશે. ગામમાં એક પાકું મકાન હોવું જોઈએ એ વાત કોઈના માન્યામાં આવત નહિ. નિશાળ ચણાવવાનો વિચાર કરીએ તો ગામમાં નિશાળનું મકાન તો હતું જ, અને એ નાનું પડવાનો સંભવ તાજેતરના ભવિષ્યમાં નહોતો. તો પછી શા માટેનું મકાન જોઈએ? સહજ સૂઝયું કે અખાડા માટેનું મકાન કરીએ. છોકરાંઓને રમવા સારુ અને જરૂર પડે તો ગામલોકોને એકઠા મળીને બેસવાના કામમાં આવે તેવું મોટું એવું અખાડાનું મકાન ચણીએ. રાજ્યના રાજાસાહેબને કસરતનો શોખ હતો. એથી કેળવણી ખાતામાંથી અગર તો ખાનગી ખાતામાંથી જ

સારી એવી મદદ પણ મળી શકશે. આ ગામમાં હું શાળાનો શિક્ષક હતો એનું સ્મરણ પણ રહેશે.

રાત્રે મેં આનંદા રામોશીને દરેકને ઘેર મોકલીને ગામ આખાને ભેગું કર્યું. રોટલા ખાઈને ગલોફામાં તમાકું ભરી કામળા ઓઢી લોકો નિશાળની સામેના ચોગાનમાં આવીને બેઠા, હું ઓટલા પર બેઠો હતો. મારી સામે પટેલ હતો, રામા ભરવાડ હતો, શેકુ હતો, તાનુબા હતો. સીમમાં કશું કામકાજ ન હોવાથી સહુ ખાસ હાજર રહ્યા હતા.

શરૂઆતમાં થોડી આડીઅવળી વાતો થઈ. એમાં એક વાત તો એ જાણવા મળી કે ચુગલીખોર હજુ ઊભો પણ થઈ શકતો નથી. આખું શરીર સતત કળ્યા કરે છે. કોઈએ એને ફરિયાદ કરવાનું સૂચવેલું ત્યારે એણે જવાબ આપેલો : "ફરિયાદ કરૂં અને મારનારા જડી આવે તો પણ એથી મને પડેલો માર નહિ પડયો નહિ થાય." એની વાત સાચી હતી.

પછી મેં મુદ્દાની વાત કાઢી, મેં કહ્યું: "ભાઈઓ! મારી એવી મરજી છે કે ગામમાં એક સારી એવી ઇમારત હોય. ઝૂંપડાં, આપણાં માટીનાં છાપરાં, એ બધાં કરતાં મજબૂત મકાન જોઈએ. આપણે સહુ રોજ અહીં નીચે બેસીએ છીએ. વરસાદ વરસતો હોય કે ખૂબ ઠંડી પડી હોય ત્યારે અહીં બેસવા કોઈ આવતું નથી. નિશાળનો કોઈ ઉપરી આવે, ફોજદાર-જમાદાર આવે, ત્યારે એને ઉતારવાની પંચાત થાય છે. ચમાર-ભંગીની વસતિમાં પણ નિરાંતે બેસી શકાય એવું એક મકાન હોય છે, તો પછી આપણા ગામમાં શા માટે ન હોય? એટલે મને વિચાર સૂઝયો છે કે ગામમાં એક અખાડા માટેનું મકાન ચણવું. તમને બધાને કેમ લાગે છે?"

લોકોમાં ગણગણાટ શરૂ થયો. બધાને એમ લાગ્યું હશે કે માસ્તરને આ કોઈ ઘેલું લાગ્યું છે. અંદરોઅંદર વાતો ચાલી એટલે મેં મોટેથી કહ્યું: "તમે બધા 'અંદરોઅંદર ગુસપુસ ન કરો. મને ગધેડો કહેવો હોય તો ભલે તમે કહો. પણ ચોખ્ખી વાત કરો. જે કહેવું હોય તે મને કહો."

બાળા ભરવાડે દબાતે અવાજે કહ્યું, "ગામમાં પહેલવાન કયાં છે તે અખાડા માટે મકાન ચણવું પડે?"

"નિશાળ શરૂ કરતી વખતે પણ તમે કહ્યું હતું કે ગામમાં છોકરાં કયાં છે? પણ હવે છોકરાઓ ભણવા આવે છે ને? પાંચદસ છોકરાંઓ કાલે ઊંટી તાલુકાની નિશાળે પણ જશે, સાતમીમાં પાસ પણ થશે"

કોઈ બોલ્યું: "ક્યાંથી જવાના છે? જરાક સારા થશે ત્યાં તો ઘેટાંની પાછળ જશે. સાતમી પાસ કરીને તમારી જેમ માસ્તર થોડા જ થવાના છે? અમારામાંથી કોઈ ભણીગણીને તાલુકામાં અમલદાર થયો જાણ્યો છે?"

ઘરડા પટેલે સમજાવવા માંડ્યું: "અરે ભઈ! આજે કોઈ પેલવાન નાંઈ હોય નોય છોકરાવ રમશે તો ખરા ને? રમતાં રમતાં એમાંથી જ કોઈ પેલવાન નીકળી પડશે."

મેં કહ્યું: "અને માનો કે ન નીકળ્યો, તો પણ મકાન ગામને શું કશા જ ખપમાં નહિ આવે? તમે બધા ગજી નાચો છો, એનો સરસામાન દસ ઠેકાણે છૂટો છૂટો રાખવો પડે છે; એકાદ ઠેકાણે ઢોલ તો બીજે ઠેકાણે કરતાલો. લેજીમ, લાઠી, પટ્ટા પણ કોઈક ને કોઈક તો ખેલે જ છે. એ બધો સામાન અખાડાના માકાનમાં રહે, અને જેને સારી આવડત હોય એ નવરાશના વખતમાં છોકરાઓને પણ એના દાવ શીખવે તો એમાં ખોટું શું છે?"

"પણ અખાડાનું મકાન ચણવું હશે તો રૂપિયા ઘણા બધા જો'શે; એ કોણ આપશે?"

"ગામ ફાળો આપે. ઘરદીઠ દસ કે વીશ રૂપિયા કઢાય."

"છટ્! રૂપિયા છે કોની પાસે?"

"ઘણા પાસે છે; મને ખબર છે. જેની પાસે ન હોય એ લોકો મજૂરી કરીને આપે. ગાડી આપે, બળદ આપે, પોતાના ખેતરમાંથી ઝાડ આપે. જો વાડી નક્કી કરે તો દસ ઓરડાવાળું મકાન વાતવાતમાં ઊભું થાય."

મેં કહ્યું તો ખરું, પણ મારી વાત કોઈના માન્યમાં આવી નહિ. ખુલ્લો વિરોધ કરવાનું કોઈથી બન્યું નહિ. મકાન અરધું રહી જશે, નાહક હસવાનું થશે, એવો મોટા ભાગનો મત થયો. પણ હું ચુપ રહ્યો નહિ. જુદી જુદી રીતે મેં લોકોને એ જ વાત કહ્યા કરી.

ગામના ઘરડેરાઓને મેં ફરી વાર ભેગા કર્યા અને એમની જોડે વાતચીત કરી. કેટકેટલાં ગામોએ નિશાળ બાંધાવી, સરકારે એમનાં કેવાં વખાણ કર્યાં, એ ગામોએ કેટલી બધી ખ્યાતિ મેળવી, એ બધું મેં એ લોકોને કહ્યું અને છેવટે તેમની પાસે હા ભણાવી.

જ્યારે આ લોકો તૈયાર થયા ત્યારે ગામના બધા જ લોકો તૈયાર થઈ ગયા. એકે કહ્યું કે ચાલો કરી નાખીએ, એટલે પછી બધાએ કહ્યું કે ચાલો ત્યારે કરી

નાખીએ. ઘરદીઠ દસદસ રૂપિયા કાઢવાનું બધાએ કબૂલ કર્યું. જેમની પાસે બળદ હતા, ગાડી હતી, એ લોકોએ શ્રમ આપવાની હા પાડી. હવે પછીના ચાર-છ મહિનામાં મકાન ઊભું કરી દેવું અને રાજાસાહેબને બોલાવીને એમને હાથે ઉદ્‌ઘાટન કરાવવું, એ પણ પાકું કરવામાં આવ્યું. કદી ન આવનારો રાજા પોતાના ગામમાં, માસ્તરની કરામત અને ગામના સંગઠનને લીધે આવશે, એ કલ્પનાએ લોકોમાં ખૂબ ઉત્સાહ આણ્યો. આપણા ગામમાં અખાડાનું મકાન થશે ને રાજા આવશે એ વાત ઘેરઘેર થવા લાગી. ઘણા વખત સુધી ગામમાં વાત કરવા જેવું, વારે વારે સંભાર્યા કરવા જેવું કાંઈ બન્યું નહોતું, એ હવે તુરતમાં જ બનવાનું હતું. લોકોએ તત્પરતાથી પોતપોતાને ભાગે આવતો ફાળો ઘરડા પટેલને સોંપી દીધો. મેં મદદ સારુ સરકારમાં અરજી કરી. કડિયા અને સુતારો ખોળવાનું કામ ચાલુ થયું. વાડીમાં આવા કારીગરો નહોતા એટલે આ લોકોને મોંમાગ્યું રોજ આપીને બહારથી બોલાવી લાવ્યા સિવાય રસ્તો નહોતો. લાકડું જોઈતું હતું; દૂરના ડુંગરામાંથી પથરા લાવવા પડે તેમ હતા; એ માટે વડારો(પથ્થરફોડા) નક્કી કરાયા; એ લોકો ત્યાંથી પથરા કાઢે. ગાડાં જોડી પથરા ગામમાં લવાય ત્યારે સલાટો એ ઘડે. 'ઘર ઉખેળી જુઓ'વાળી કહેવત કાંઈ ખોટી નથી. એક નાની સાદી ચીજ માટે પણ ગામડામાં કામ અટકી પડે છે. એકાદ નજીવી બાબત પણ ઘર બાંધવાનું એવું થંભાવી દે કે વાત નહિ.

આમ બધી તૈયારી પૂરી થઈ એટલે જગ્યા નક્કી કરવાનો વિચાર આવ્યો. મારા મનમાં એમ હતું કે જગ્યા ગમે ત્યાં મળી રહેશે. પણ જ્યારે ખરેખર જગ્યા શોધવા નીકળ્યા ત્યારે અખાડાના મકાનને લાયક કોઈ જગ્યા દેખાઈ નહિ. ગામમાં ને ગામમાં છતાં બધાને સગવડવાળી થાય એવી એક જ જગ્યા મારી નજરમાં આવી. એ સ્થળે ખંડિયેર હાલતમાં ચાર ઓરડાવાળું એક મકાન ઊભું હતું, અને એને તાળું મારેલું હતું. મનથી મેં એ જગ્યા ઠરાવી અને રાત્રે લોકોને એની વાત કરી.

પટેલે કહ્યું: "માસ્તર! એ જગ્યા તો બીજાની છે."

"કોની છે?"

"પરગામનો એક વાણિયો અહીં આવેલો, એણે એ ઘર ચણાવ્યું હતું."

"અત્યારે એ ક્યાં છે? એની પાસેથી આપણે એ જગ્યા ખરીદી લઈએ."

મારી આ વાત સાંભળી લોકો હસ્યા. કોઈકે ખુલાસો કર્યો: "વાણિયો મરી ગયો છે. ચા-બીડીને લીધે નિર્વંશ ગયો છે."

અને પછી લોકોએ મને એ મકાનના વાણિયાની વાત સંભળાવી. સાચી વાત હતી કે સદ્યા વાણિયો ચા-બીડીને કારણે જ મરી ગયો હતો. દારૂને કારણે, બૈરીને કારણે, જુગારને કારણે ઘરબારનું સત્યાનાશ નીકળી ગયાના દાખલા હતા પણ ચા-બીડી જેવા મામૂલી વ્યસન નિમિત્તે સદ્યા વાણિયો શી રીતે મર્યો? એનું સત્યાનાશ શી રીતે વળ્યું? કહેવાય છે કે ચા-બીડીને કારણે વાણિયો જમતો જ નહિ; સતત કડક ચા બનાવીને પીધા કરતો. લગાતાર બીડી ફૂંક્યા કરતો. ઘરમાં એની ડોશી હતી; એણે ઘણું વાર્યો પણ દીકરે ગણકાર્યું નહિ. કામકાજ કશું જ કરતો નહિ. કલાકે કલાકે ચા પીએ અને પાંચપાંચ મિનિટે બીડી ફૂંકે. ઠીક; એ પણ પોતે એકલો કરે તો વાંધો નહોતો, આસપાસના લોકોને આગ્રહ કરીને બોલાવી લાવે. દસપંદર જણા ભેગા થાય એટલે હાંડો ભરી ચા બનાવે, અને હાજર રહેલાને લોટા અને થાળી ભરી ભરી તાણ કરી કરીને પાય; બીડીઓનું બંડલ એમની સામે ફેંકે. લોકોને શો વાંધો હોય? મફત મળતું હોય તો ઝેર પણ પી જાય. બધા ચા પીએ, બીડીઓ ફૂંકે અને પીઠ પાછળ ગિલ્લા કરે: "પૂરો લપોડશંખ છે! આમ કરશે તો ભીખ માગતો થઈ જવાનો!"

પણ સદ્યાને આ બાબતમાં કદી માઠું લાગતું નહિ. એ તો મોટો દાનેશ્વરી થઈ બેઠો હતો. વરસો સુધી આ ક્રમ ચાલુ રહ્યો. ધીરે ધીરે પોતા પાસેની અને બાપદાદા-વારીની મૂડી ખલાસ થઈ ગઈ. પછી સદ્યાએ ખીલે બાંધેલી સુંદર ગાયો વેચી મારી; ટુકડો જમીન હતી એ પણ વેચી દીધી. ધીરે ધીરે પાસે જે કાંઈ હતું એ વેચીસાટીને એણે ચા પીવાનું ચાલુ રાખ્યું અને આખરે એની પાસે વેચવા લાયક કશું રહ્યું નહિ. અગાઉનો મજેનો અખાડાબાજ સદ્યા સાવ સુકાઈ ગયો. ધુમાડાથી એની છાતી ચારણી જેવી બની ગઈ. ચાને લીધે ભૂખ મરી ગઈ; ખાંસી અને દમ લાગુ પડયો. ડોશી પણ મરી ગઈ; સદ્યા એકલો જીવતો રહ્યો. મહેનત કરીને કશું કમાવાની શકિત એનામાં રહી નહોતી. ઘરની ઓશરીમાં બેસી જ રહેતો, અને જતાં-આવતાંને સાદ પાડી એની પાસેથી બીડી માગતો. ગામની ઘરડી સ્ત્રીઓ દયા ખાઈને એને ગોળનો ચા લાવી આપતી. આમ થોડા દહાડા સદ્યા જીવતો રહ્યો, અને એક દહાડો ખસિયેલ કૂતરાને મોતે મૂઓ.

સદ્યાનો આ વિચિત્ર ઇતિહાસ મેં સાંભળ્યા પછી કહ્યું: "એનો અર્થ આ જગ્યાનો કોઈ વારસ જીવતો નથી એટલે અખાડાના મકાન માટે ગામ એ જગ્યા લઈ લે તો વાંધો નથી."

પરંતુ એમ કરવા માટે પણ કોઈ તૈયાર થતું નહોતું. વાણિયાની જગ્યા શી રીતે લેવી એ બાબતમાં દરેક જણ ચુપ રહેવા લાગ્યો. મેં વારંવાર કહ્યું કે એ ખંડિયેર મકાનને પાડી નાખી જગ્યા સાફ કરી એના પર નવા મકાનની આંકણી કરવાનું ઘણું સહેલું થશે. પણ એ તરફ પણ કોઈ ધ્યાન દેતું નહોતું, પછી એક દહાડો હું જ નિશાળના છોકરાઓને સાથે લઈ ગયો અને પડવા માંડેલી ભીંતો તોડવાનું શરૂ કર્યું. વાનરસેના કામે લાગી ગઈ. કોદાળી-પાવડા ઉઠાવી છોકરાઓએ વાણિયાના એ ખંડિયેર જેવા ઘરને પાડી નાખવા માંડયું. હાથમાં કોદાળી લઈને માસ્તર ઘર પાડવા માંડયો, એ જોઈને ગામના લોકો પણ જોડાયા. પહેલી કોદાળી મેં મારી હતી એટલે બધું પાપ મારે માથે આવ્યું હતું; પાપની જવાબદારી મારે માથે હતી; બીજાને એથી નુકસાન થવાનું નહોતું. પછી તો ગામના ઘણા લોકો જોડાયા અને જગ્યા સાફ થઈ ગઈ. ચારછ દિવસ વીત્યા અને ત્યાં અગાઉ વાણિયાનું ઘર હતું એનું કશું નામનિશાન પણ રહ્યું નહિ.

પછી લાકડાં એકઠાં કરવાની કામગીરી ચાલી. ગામના બેચાર જવાબદાર આદમી-ઓને સાથે લઈને હું ખેતરોમાં અને વાડીઓમાં ઘૂમવા લાગ્યો. જેના જેના ખેતરમાં મકાનના કામમાં આવી શકે એવાં લીમડાનાં ઝાડ હતાં તે, થોડીઘણી આનાકાની પછી આપવાનું શરૂ કર્યું, એમાં પણ માલિક ઘણી વાર એવું ઝાડ બતાવે કે એ સારું ન હોય, અંદરથી પોલું થઈ ગયું હોય. પછી એની જોડે વાદવિવાદ થાય. હું ત્રાસી જાઉં હું મારા પોતાના ઘર માટે કશું માગતો નહોતો, છતાં લોકો ઝાડ આપવા ઇચ્છતા નહિ. રાજીખુશીથી આપનારા પણ મળ્યા; ન મળ્યા એમ તો કેમ કહેવાય? પણ હેરાન થવું પડયું ખરું. ઝાડ મળ્યા પછી મજૂરો લઈ જવા, ઝાડ પાડવું, વેરીને એના ટુકડા કરવા, કોઈકનું ગાડું શોધવું, બળદ લાવવા, એ લાકડાં નિશાળ પાસે પહોંચાડવાં, સુતારને સોંપવાં, એવું શરૂ થયું. જોઈએ ત્યારે ગાડું ન મળે, બળદ ન મળે; એ સારુ સહેજ ગરમ થવું, આજીજી કરવી, ધાક બતાવવી, વગેરે બધું કરવું પડતું હતું. આ બધું જયારે હદ બહાર જતું ત્યારે હું પટેલને કહેતો: "બાબા! હવે અખા-ડાનું કામ બંધ રાખીએ. રજા લઈને હું તો જતો રહેવા માગું છું. ચાહે તો અખાડાનું મકાન તમે ચણાવો અથવા ન ચણાવો. તમારે કોઈને એની ગરજ ન હોય તો હું એકલો શા સારું મારા લોહીનું પાણી કરું? "

પટેલ મને સમજાવતો: "દીકરા! તું જા પછી તો મકાન કયાંથી થવાનું છે?

આટલી બધી દોડાદોડી કરે છે એના ઉપર પાણી ફરી વળશે. લાકડું પડયું પડયું સડી જશે અને પથરા લાવ્યા છીએ એ લોકો ઉઠાવી જશે. મકાન ચણવાનું કામ કાંઈ સહેલું નથી. તકલીફ તો પડે જ. દસ જણાનું કામ એટલે હેરાનગતિ તો થાય જ. હવે જે માથે લીધું છે એને પાર પાડી દઈએ."

પણ હું યે એને પડતું કયાં મૂકી દેવા માગતો હતો? ના, એ બને એવું જ નહોતું. હવે તો અખાડાનું મકાન એટલે મારે માટે સફળતા-નિષ્ફળતાનો સવાલ હતો, બનગરવાડીની આબરૂનો સવાલ હતો. આજુબાજુનાં ગામડાંઓ વાડી તરફ કુતૂહલતાથી જોઈ રહ્યાં હતાં. "આ ભરવાડો, આ અણસમજુ ગમારો, એમનાથી વળી આવું કામ શી રીતે થવાનું હતું? માસ્તર ખૂબ ઉત્સાહી છે, પણ એકલા ઉત્સાહથી શું વળે?" એવી જાતની વાતો થયા કરતી. એમને મારે બતાવી દેવું હતું. આસપાસનાં પાંચદસ ગામોમાં ન હોય એવું સુંદર અખાડાનું મકાન ઊભું કરવું હતું.

ઝાડો એકઠાં કરવાના કામ દરમિયાન એક વાર બાળા ભરવાડના ખેતરમાં જઈ પહોંચ્યો. સાથે આયબુ અને આનંદા હતા. ખાસ બિના એ હતી કે બાળાના ખેતરમાંનું ઝાડ અમારે જરૂરનું હતું. મોભ માટે એનો ખાસ ઉપયોગ થાય તેવું એ ઝાડ હતું. આનંદાએ જતાં જતાં ગલોલથી બાવળમાં બેઠેલ હોલાને માર્યો. એ તરફડતો હતો ત્યાં જ આયબુએ જઈને એને પકડી લીધો. હોલે માથું ઢાળી દીધું. આનંદા ફરી વાર ઝાડોની તપાસમાં પડયો; આયબુ ચાલતાં ચાલતાં હોલાનાં પીછાં કાઢી નાખવા લાગ્યો.

હું એકલો એ બંને જણાથી આગળ નીકળી ગયો. બપોરના ચાર-સાડાચારનો વખત હતો. હું ખેતરે પહોંચ્યો ત્યારે બાળા ઢોર બાંધવા સારુ જૂના દોરડામાં સાંધ પૂરતો એ લીમડા તળે જ બેઠો હતો. એક ધોતિયા સિવાય બીજું કશું એણે પહેર્યું નહોતું. સાંકડું કપાળ, ચપટું નાક અને સપાટ હડપચીવાળો બાળા એકાગ્ર ચિત્તથી તૂટેલા દોરડાને સાંધ પૂરતો બેઠો હતો.

હું શા માટે આવ્યો હોઈશ એ બાળા સમજી ગયો. આવ-આદર દાખવ્યો નહિ; બેસો એમ પણ ન કહ્યું. કશીક વાત કરવી જ જોઈએ એટલે એ બોલ્યો: "માસ્તરસાહેબ! કઈ તરફ ઊપડયા?"

મેં હસીને જવાબ આપ્યો: "ખાસ તમારી પાસે જ આવ્યો છું." અને ઢેફાં જરા

સરખાં કરી હું બેઠો. એથી વધારે બાળા કશું બોલ્યો નહિ. હિંમત આણી મેં કહ્યું: "તો અખાડાના મકાન માટે હવે ઝાડ ક્યારે આપો છો?"

"ક્યું ઝાડ?"

આવા જવાબથી હવે હું ટેવાઈ ગયો હતો, છતાં દુઃખ તો થયું જ. મોં પર એ દેખાયું પણ હશે જ. માથા પરના લીમડા તરફ જોઈ હું બોલ્યો: "બીજું ક્યું વળી? આ જેના છાંયામાં બેઠા છીએ એ જ આપી દો."

જોરથી માથું ધુણાવી બાળાએ કહ્યું: "આ નંઈ મળે."

"કેમ?"

"મારી મરજી."

"એમ કહેશો તે કેમ ચાલશે?"

"જોઈશ, કેમ નંઈ ચાલે. જેનાં બાવડામાં બળ હશે એ આ ઝાડ પાડશે ને લઈ જશે."

"બળજબરીથી લઈ જવાનો સવાલ જ નથી. આ તો રાજીખુશીનો સોદો છે."

"તો મારી ખુશી નથી. મારે ગામ નથી જોઈતું ને અખાડો પણ નથી જોઈતો. ખેતરમાં છાંયે બેસવા જેવું મારે આ એક જ ઝાડ છે. ઘડી બે ઘડી આ છાંયામાં મારાં ઢોરઢાંખર, બાળ-બચ્ચાં આશરો લેતાં બેસે છે. તમે એ લઈ જશો? હું નહિ આપું. ઝાડ પર કુહાડો ચલાવો તે પહેલાં મારી ડોક ઉપર ચલાવો અને પછી નિરાંતે લઈ જજો."

"ભલે." એટલો જ જવાબ આપી ઊભાં થઈ મેં ગામ ભણી ચાલવા માંડ્યું. રસ્તામાં આયબુ અને આનંદા મળ્યા.

"બાળાનું ઝાડ મળી ગયું, માસ્તર?"

મેં કહ્યું: "ના, એ કહે છે કે કુહાડો પહેલાં મારી ડોક ઉપર ચલાવો, તે પછી ઝાડ ઉપર ચલાવો."

ત્યાર પછી પટેલ, રામા અને બેચાર જણા બીજા મળીને અમે બાળા પાસે ગયા; ત્યારે પણ એ લીમડાના ઝાડ તળે ઢોર બાંધવાના દોરડામાં સાંધ પૂરી રહ્યો હતો એનાં બકરાં પણ કાન હલાવતાં આમતેમ બેઠાં હતાં; બૈરી-છોકરાં બેઠાં હતાં. એ જ લીમડાના છાંયામાં એણે પોતાના બે બળદ બાંધ્યા હતા. એનો કૂતરો પણ કુંડાળું વળીને બેઠો હતો. અમે પહોંચ્યા એટલે તુરત કુહાડો લઈને બાળા ઊભો થઈ ગયો.

અમે હતા ત્યાં જ અટકીને ઊભા રહી ગયા. આ પડછંદ આદમી ક્યાંક મારામારી તો નહિ કરે, એવી શંકા આવતાં જ હું ડરી ગયો. બાળા કુહાડો લઈને અમારી નજીક આવ્યો. એને એ રીતે આવતો દેખી પટેલ આગળ વધ્યો; એ સિવાય કોઈનું પગલું ય ઊપડયું નહિ, પણ ઊતરતી ઉંમરવાળો પટેલ આગળ વધ્યો. બાળાએ પોતાના હાથમાંહેનો કુહાડો એના હાથમાં આપી કહ્યું: "કાલે માસ્તરને કહ્યું'તું કે ઝાડ તોડો એ પે'લાં મારું ગળું કાપી નાખો. અત્યારે તમને પણ એ જ કહું છું." એમ કહી પાછા વળી લીમડાના ઝાડ તળે બેઠેલા પોતાના પરિવાર તરફ આંગળી ચીંધી બોલ્યો: "આટલાં જાનવર અને માણસોની ગરદન તોડી નાખી પછી ઝાડને તોડજો."

એનો હાથ પકડી પટેલ એને લીમડાને છાંયે લઈ ગયો, નીચે બેસાડયો અને કહ્યું: "બાળા! મૂંગો રહીને પે'લાં મારી વાત સાંભળી લે."

ડોસાના હાથને ઝટકો મારી છોડવી લઈ બાળા ઊભો થઈ ગયો અને હાથ હલાવી બોલ્યો: "હું કોઈનું સાંભળીશ નહિ. હું અખાડાના મકાન માટે કોઈ જાતની મદદ નહિ કરું. ઝાડ પણ નહિ આપું. પછી જે થવાનું હોય તે ભલે થતું."

પટેલ હજુ શાંત હતો. "બાળા! તું નાહકનો ઊકળી ન જા. ગામ માટે એક ઝાડ આપવાથી તારા ઘરનું સત્યાનાશ નહિ વળે."

"સત્યાનાશ વળે કે ન વળે, હું લીમડો આપીશ નંઈ."

"ચોક્કસ?"

"હા હા, ચોક્કસ ચોક્કસ! પંતસરકાર પોતે આવે તોય નંઈ આપું, અંગ્રેજ સાહેબ આવે તોય નંઈ આપું. જોઉં છું મને કોણ ફાંસીને ચડાવે છે!"

આટલું સાંભળ્યા પછી ડોસો પાછો વળ્યો અને હાથની નિશાની કરી બોલ્યો: "ચાલો, પાછા ચાલો."

બાળાની ઉદ્ધતાઈ જોઈ બધા ગરમ થઈ ગયા. એના ખેતરમાં છાંયો લેવા જેવું એ એક જ ઝાડ હોવાની એની વાત પૂરેપૂરી સાચી નહોતી. પાળા ઉપર નાનાં નાનાં લીમડાનાં બીજાં ઝાડ હતાં; એને સાવ તડકે જ બેસવું પડે એવું નહોતું.

પટેલે "ચાલો" કહ્યા છતાં રામા ભરવાડ ખસ્યો નહિ. ગરમ થઈ જઈ એ બોલ્યો: "બાળા! આ ઠીક નથી થતું. તું ગામ આખાની આડો જા'છ!"

બાળાએ ચીસ પાડી કહ્યું: "મારે ગામ આખાની પડી નથી. આજ આઠઆઠ

વરસથી હું વગડામાં મારા ખેતરમાં પડયો રહું છું; હવે પછીય રીહીશ. મને ગામની બીક શા માટે દેખાડો છો? રામા! રાંડને વળી બદનામીનો ભો હોય ખરો?"

એ સાંભળીને રામા અને આનંદા ઊલળીને બાળા પર તૂટી પડયા, ત્યારે પટેલે હાથમાંનો ડંડો આડો ધરી એમને વારીને પાછા વાળ્યા, અને કરડે અવાજે કહ્યું: "બાળા! જે બોલ્યો છો એ ઠેઠ લગી પાળજે. ગામની પડખે ય કદી ન આવતો."

અને એકબીજા જોડે કશું બોલ્યા વિના અમે બધા ખેતરેથી પાછા ફર્યા ને વાડીમાં આવ્યા.

વાડીની નજીક પહોંચતાં જ ડોસો બોલ્યો: "આ બાળા સાથે હવે કોઈ જરાય બોલશો મા, એનાં ઢોરને આપણાં ખેતરોમાંથી ચાલવા ન દેજો. એની અડઓપટીનો વિચાર ન કરજો. જોઈએ હવે કેટલે લગી તાણે છે?"

જોતજોતાંમાં વાત આખી વાડીમાં જાહેર થઈ ગઈ. બાળા ભરવાડને નાતબહાર-ગામબહાર મૂકયાની વાત નાનાં છોકરાં પણ જાણી ગયાં અને તુરત એનો અમલ પણ શરૂ થયો. બાળાનો છોકરો બકરું કાપવા આયબુને બોલાવવા આવ્યો ત્યારે આયબુએ ચોખ્ખું સંભળાવી દીધું: "હું નંઈ આવું. તમારું ઘર ગામે તજ્યું છે."

"પણ તારે ને ગામને શી લેવાદેવા છે? તું તો બહારનો. રોટલાનું બટકું મળે ત્યાં કામ કરનારો. હું તને મફત કામ કરવા નથી બોલાવતો. શેર બશેર દાણો માગી લે."

"તારા શેર દાણાની મારે ગરજ નથી, તું જા."

જ્યારે બાળાને આની ખબર પડી ત્યારે એ છોકરા પર ગુસ્સે થયો. એણે છોકરાને છ ગાઉ દૂર તાલુકાને ગામ મોકલ્યો અને ત્યાંથી કસાઈ બોલાવીને બકરો કપાવ્યો.

રોજી આપવા છતાં વાડીમાંથી કોઈ એને ખેતરે કામ કરવા જતું નહોતું. એટલે વધારે રોજી આપવાનું ઠરાવી એણે બીજે ગામથી મજૂરો આણ્યા. એના કૂવાનું પાણી ખારું હતું, એટલે એની બૈરી વાડીને કૂવેથી બે માટલી પાણી ભરી જતી. લોકોએ એની બંધી કરી એટલે ત્રણ ગાઉ દૂરને બીજે કૂવે જઈને બાળાની બૈરીને પીવાનું પાણી લાવવું પડતું. બીજાનાં ખેતરોમાંથી એણે ઢોર લઈ જવાનું બંધ કરી દીધું. છોકરાંઓને નિશાળમાં– ગામમાં આવવાનું બંધ કરી દીધું. બાળા ભરવાડે ગામ આગળ નમતું જોખવાની ચોખ્ખી ના પાડી. એ હઠીલો આદમી પોતાની જિદ્દ પકડી રહ્યો, અને એ કયાં લગી ખેંચશે એની વાટ વાડી જોવા લાગી.

## 15

મારો અંદાજ સાવ ખોટો પડયો અને જોસભેર ઉપાડેલું અખાડાના મકાનનું કામ કીડીવેગે આગળ સરકવા લાગ્યું. મકાન માટે લાકડું એકઠું કરવામાં ઘણો વખત નીકળી ગયો. વડારોએ ખાણમાંથી પથરા તો કાઢી આપ્યા પણ વાડી સુધી એ લાવવામાં ખૂબ જહેમત ઉઠાવવી પડી. ચણતર માટે જોઈતો ચૂનો તાલુકાને ગામેથી લાવવો, એને ચક્કીમાં પીલવો, ચૂંકો ને ખીલા જમા કરવાં, એવાં નાનાં-મોટાં કામોમાં નકામો વખત બગડયો. મને તો કોઈ જાતનો અનુભવ નહોતો એટલે વખત નકામો પસાર થાય છે એમ માનીને કામ કરનારાઓ ઉપર હું ગુસ્સે થતો. પણ વાડીના લોકો માટે તો આ બાબતો રોજની હતી. મકાનનું કે કૂવાનું કામ ગામડામાં ઉપાડવામાં આવે અને એ પૂરું થાય એ ઘટના જ મહત્ત્વની ગણાતી. નહિતર તો જોસભેર શરૂ કરવામાં આવેલાં આવાં કામો સમય પસાર થવા છતાં અધૂરાં રહી જતાં. ઘર ચણાઈ જાય પણ બારણાં જ બાકી રહે; કોઈ વાર ખીંટીઓ રહી જાય, કોઈ વાર ઓટલાઓશરી બાકી રહે. કૂવો પૂરો થાય પણ ફરતો કઠોડો જ રહી જાય; બે ગરેડી પૈકી એક જ ચાલુ થાય. ત્યારે માલિક એમ વિચારે કે ચાલો; જેટલું જરૂરનું હતું એટલું તો થયું છે! હવે કામ અટકી નહિ પડે; બાકીનું પછી કરશું. અને એમ એ ઢીલો પડી જાય. અધૂરું રહેલું કામ પછી કદી પણ પૂરું થાય નહિ. આવાં અરધાં-અધૂરાં રહેલાં ઘણાં કામો દરેક ગામમાં દેખાતાં હોય છે. વાડીના લોકો આ જાણતા હતા. તેથી કામ ઝડપથી થતું નહોતું એ વિષે એમને કાંઈ ખરાબ લાગતું નહોતું. તેઓ પોતાનાં રોજેરોજનાં કામો પતાવ્યા પછી જ અખાડાના મકાનનો વિચાર કરતા હતા.

આ કામમાં ભૂખ, તરસ, ઊંઘ કશાનો વિચાર કર્યા વિના હું મંડયો રહેતો હતો. આઠઆઠ દિવસ સુધી દાઢી ન થાય, સમયસર નહાવાનું બને નહિ, ભોજન નહિ, એવું ઘણી વાર થતું. રજાને દિવસે પણ હું ઘેર જઈ શકતો નહિ. ચૂનો, ચક્કી, લાકડું, પથરા, પગથિયાં, મોભ, થાંભલા એ વિના બીજી કોઈ વાત મારા મગજમાં પેસતી જ નહોતી.

વાડીની ગાડીઓ ભાંગી ગઈ, પથરા વહીવહીને ગાડીઓ બેસી ગઈ, સલાટોના પથ્થરો ઘડવાના અવાજથી ગામના લોકોના કાન બહેરા થઈ ગયા. દરેક રસ્તા પર જ્યાંત્યાં પથરાની કપચીઓ રખડવા લાગી. લાકડાના છોલના ઢગલા થયા.

આંટાટોળ કરીને પગ ઘસીઘસીને આયબુના પગમાં આંટણ પડી ગયાં. જે કામ આવી પડે તે કરતાં કરતાં એ દુબળો થઈ ગયો. બેહદનો કામચોર આનંદા પણ કામ કરવા લાગી ગયો. દોડાદોડી કરવામાં જોડાયો. અખાડાના મકાનના કામમાં રોકાઈ રહેવાને લીધે ઘરના કામમાં બાપ બેધ્યાન રહે છે એવી ફરિયાદ રામાના છોકરાએ કરવા માંડી. પટેલની પોતાની ખેડનું કામ બગડવા લાગ્યું. અખાડાના મકાનના કામની આંચ ચોમેર પહોંચી હતી. વાડીમાં એક પણ ઘર એવું બાકી રહી નહોતું ગયું, જેનો આ બાંધકામ જોડે સંબંધ ન હોય.

આમાં પાકની બીજી મોસમ પણ વીતી ગઈ. જોતજોતાંમાં એક વરસ વીતી ગયું. લોકોનું ખેડવાનું કામ પૂરું થયું. ભરવાડોએ ઘેટાંની ઊન ઉતરાવી લીધી; ભરવાડણોએ ઊનને પીંજી; તકલી અને રેંટિયા પર એને કાંતી. ઊનની આંટીઓ બજારમાં વેચીને એનાં નાણાં કર્યાં. વરસ માટેના સાડલા ખરીદ્યા. ભરવાડો માટે ફેંટા, ધોતિયાં અને અંગરખાં લીધાં, ઘેટી બીજી વાર વિયાઈ; પહેલી વારનાં લવારાં માની ઓળખાણ ભૂલી ગયાં. ઉનાળો પૂરો થયો. વરસાદનો વખત થયો. પણ અખાડાના મકાનનું બાંધકામ પૂરું ન થયું. હું મારી જાત પર ચિડાયો, બીજાઓ પર પણ ચિડાયો. પણ કામની ઝડપ વધી નહિ.

બહારના લોકો વાતો કરવા લાગ્યા કે હવે આ કામ પૂરું નહિ થાય. માસ્તરે નાહક ભરવાડોને તકલીફ આપી પૈસા બગાડ્યા. અસલમાં અખાડાના મકાનની જરૂર જ શી હતી? મૂઠીભર માણસોવાળા ગામને વળી અખાડો શા સારુ જોઈએ? રમનારા છોકરાઓ ખેતરમાં અને રેતીમાં રમત. એમાં જો કોઈ પહેલવાન હોત તો નીકળી આવત; અખાડો ન હોય તો એ થોડો જ અટકવાનો હતો? અખાડાનો આ સઘળો વેશ માસ્તરે કાઢયો છે તે પૈસા ખાવા સારુ. પગાર પૂરો નહિ પડતો હોય એટલે કશુંક શરૂ કરીને ભરવાડોને ઊંધે રસ્તે દોરીને પોતાનાં ખિસ્સાં ભરવાં છે. આખરે કંટાળી જઈને મેં ઉપર લખી નાખ્યું: "અખાડાના મકાનનું કામ પૂરું થયું છે. હજૂર કૃપાવંત થઈને દર્શન આપે અને અખાડાના મકાનનું ઉદ્‌ઘાટન કરે". એ પત્ર મેં ટપાલમાં નાખ્યો અને વાડીના લોકોને જણાવી દીધું છે કે સરકાર - સવારી આ

મહિને પધારવાની છે. કાં તો મકાન પૂરું કરો નહિતર સામે જઈને જણાવો કે અમારી ભૂલ થઈ છે; આ બાંધકામ પૂરું નહિ થાય.

ચુગલીખોર દાદુ હજુ પથારીવશ જ હતો. એની પત્ની અને ડોશી ભૂવાને તેડાવતી, દોરા-ધાગા કરતી, પણ એ કશું કામમાં આવતું નહોતું. એ પોતે શાંતિથી પડયો રહ્યો હતો. બંને વખત સારું ખાવા માટે બુમરાણ મચાવતો. હું ખૂબ ખાઈશ, દૂધ-ઘી, ખાંડ-રોટલી ખાઈશ, બકરો-મરઘી ખાઈશ અને એક દહાડો તગડો થઈને ઊઠીશ એવું એના મનમાં હતું. એના આગ્રહ મુજબ ઘરના લોકો એને ખવડાવતા પણ એ બિચારા ચુગલીખોરને કોઠે ઊતરતું નહોતું. ખાધેલા ખોરાકનું વળતર થતું નહોતું, અને બિચારો ચુગલીખોર તગડો થઈને ઊઠી શકતો નહોતો.

બાળા ભરવાડ હજુ પણ ગામના લોકો સામે નમતું મૂકવા તૈયાર થતો નહોતો. ગામ અનેક બાબતમાં એની આડે આવ્યા કરતું હતું, પરંતું જિદ્દી બાળા હજુ અક્કડ અને અક્કડ જ રહેતો હતો.

શેકુ અને એની બધાથી બે વેંત ઊંચી જૈરી ખેતરમાં મહેનત કર્યા કરતાં હતાં. પટેલની અંજી ચંચળ નજરો નાખતી ગામમાં ફરતી હતી. આનંદા નાની નાની ચોરીઓ કરીને પેટગુજારો કરતો હતો. રામા ભરવાડની નવરાશ હજુ ચાલુ જ હતી. કેવળ ગંધ પરથી વરુને પારખી જનારો એનો ડોસો હજુ પણ ઘેટાં ચરાવવા સીમમાં જતો હતો.

વાડીમાંના જુવાન ભરવાડો વહેલા ઊઠી ઘેટાં ચારવા જતા હતા. આખો દિવસ સીમમાં રખડીને સાંજે ઘેર આવતા હતા, ઘેટાં શોધી લેતા હતા અને રાત્રે જાગતા ઊંઘતા હતા. ભરવાડણો રોટલા ઘડતી હતી, ઊન કાંતતી હતી અને બાળકોને ધરવરાવતી હતી.

બધું આમ ચાલ્યા કરતું હતું, દરમિયાન મેં સરકારમાં જે લખેલું તેનો જવાબ એક દહાડો આવી પહોંચ્યો. એમ જણાવવામાં આવ્યું હતું કે એપ્રિલની વીશમી તારીખે સરકાર-સવારી વાડીની મુલાકાત આવશે. અને પછી ચક્રો ઝડપભેર ફરવા લાગ્યાં. એકાંતરે તાલુકેથી એકએક અધિકારી આવતો અને તપાસણી કરી ચાલ્યો જતો. તાલુકાથી વાડી સુધીનો રસ્તો સુધારવામાં આવ્યો. જ્યાંથી વાડીનો રસ્તો ફંટાતો હતો ત્યાં સડક પર ધોળા પથરા ગોઠવીને વાડીનો માર્ગ બનાવાયો હતો. મ્યુનિસિપાલિટીના માણસોએ એક દહાડો આવીને વાડીનાં તમામ રખડુ કૂત-

રાંઓને મારી નાખ્યા; ઉકરડા સાફ કરવાનો હુકમ કર્યો. દરેક ઘરે એનો અમલ કર્યો. નિશાળના મકાનને સુધારીને ચૂનાનો ધોળ કરવામાં આવ્યો. કચરો, પૂંજો, ગંદકી જ્યાં જ્યાં દેખાયાં ત્યાં ત્યાં વાળીચોળી સફાઈ કરવામાં આવી. અધિકારીઓએ જણાવ્યું કે ગામમાં દાખલ થતી વખતે શરૂઆતમાં જ આવતા રામોશીવાડામાં મહારાજ કદાચ દાખલ થાય અને કોઈ ઘરમાં પ્રવેશીને પૂછપરછ કરે તો ના ન કહેવાય. એટલે તુરત રામોશીવાડાને સાફસૂફ કરવાની ધમાલ ચાલી. દરેક ઘર લીંપીગૂંપીને ધોળીને ચોખ્ખુંચણક બનાવાયું. રામોશી લોકોએ પોતાનાં ઘર અજવાળ્યાં એટલે ભરવાડણોને પણ જોશ ચડ્યું. એમણે પણ ઝપાટાબંધ ઘરો લીંપ્યાં; ઘણાં દિવસથી ઘરો બહારથી ધોળવામાં આવ્યાં નહોતાં તે ધોળાયાં. કેટલાંએક મકાનો પડવા જેવાં થયાં હતાં; એના પથરાઓ રસ્તામાં રખડતા હતા એ બધા ઉપાડીને સરખા ગોઠવવામાં આવ્યા. થોડુંક ધાકથી તો થોડુંક રાજીખુશીથી પણ કદી ન થનારું કામ હાથ ધરાયું. નાહીધોઈ, વાળ સરખી રીતે ઓળી લઈ, પૂરાં કપડાં પહેરીને નીકળનારી ભરવાડની છોકરી પેઠે વાડી શોભી ઊઠી.

અને અખાડાના મકાનનું કામ પણ હવે લગભગ પૂરું થવા આવ્યું. દીવાલો ઊભી થઈ હતી. કડિયાઓએ પોતાનાં કામ ઘણાંખરાં પૂરાં કર્યાં હતાં પણ સુતારનાં બાકી હતાં. મોભ ચડ્યો હતો. વળીઓ ગોઠવાઈ ગઈ હતી, પણ એ લોકો હજુ પાટિયાં રંધતા હતા, ખીંટીઓ છોલતા હતા, ચોકઠાં બેસારતા હતા.

ખુદ પંતસરકાર પોતાના ગામમાં આવનાર છે એની જાણથી બનગરવાડી ખરેખર બદલાઈ ગઈ હતી. રાજા આવવાની વાતમાં નારાજ હોય એવો કોઈ આદમી ગામમાં નહોતો. વાડીમાંના ભરવાડોએ કોઈએ આજ સુધી જે રાજાને જોયો ન હતો, એ રાજા પોતે વાડીમાં આવતા હતો; એ બનાવ અવનવો હતો. એને પરિણામે વાડીમાં એક નવું ચૈતન્ય પેદા થયું હતું. આજુબાજુનાં ગામો અદેખાઈ કરવા લાગ્યાં. વાડી તરફ ડોકાઈને પણ કદી ન જોનારા અધિકારીઓ, પાટિલ, કુળકર્ણી, મામલતદાર, ફોજદાર બધાને વાડીમાં આવવું પડવા લાગ્યું. પરંતુ જેમ જેમ દિવસો જવા લાગ્યા, અધિકારીઓની આવન-જાવન વધવા લાગી, તેમ તેમ અમારી દોડાદોડી વધી પડી. સભા માટે ટેબલ લાવો, ખુરશીઓ લાવો, હારતોરા મગાવો, નિશાળના છોકરાઓનાં કપડાં સફાઈદાર સિવડાવો, ગામલોકોને દાઢી કરીને આવવાનું જણાવો, વગેરેમાં રાજા આવવાને નિમિત્તે જાતજાતની ગડમથલો કરવી પડી, અને એ બધીને દોડાદોડ પહોંચી વળવા અમે સખત મહેનત કરવા લાગ્યા.

આ દોડાદોડી છેક છેલ્લી ઘડી લગી ચાલુ હતી.

*

બીજે દિવસે સવારમાં સાડાઆઠ વાગે ઉદ્ઘાટન-સમારંભ હતો અને હજુ મકાનનું છાજ પૂરું થયું નહોતું. બપોરના ત્રણ વાગ્યા હતા અને હજુ મકાન મથાળે ખુલ્લું હતું અને સમય નક્કી થઈ ગયો હતો. હું મૂંઝાયો. ઉદ્ઘાટન વખતે મહારાજ મકાનને ઉપરથી ખુલ્લું દેખે તો શું ધારે? મારી સઘળી આબરૂ પર પાણી ફરી વળે અને ગામની હાંસી થાય. એ વિચારે હું પુષ્કળ ગભરાયો. મેં પટેલને કહ્યું: "બાબા! આ તો ગામની આબરૂ જવા બેઠી છે. મકાન હજુ છાયું નથી અને કાલે સવારમાં તો હજૂર હાજર થશે!"

પટેલ ગભરાઈને ઊભો થયો થઈ ગયો. "હેં છોકરા! વાત શી કરે છે? અલ્યા, તો બધાને બોલાવ, ગામ ભેળું કર, ગારો તૈયાર કરાવો. છાઈ નાખતાં વાર કેટલી?"

દોડાદોડી ચાલી. બીજાં કામ પડતાં મૂકી આખી વાડી હાજર થઈ ગઈ. ગારો તૈયાર કરવામાં આવ્યો. ગારાના ખામણાથી રાખાડાની છત સુધી સો-પોણોસો આદમીઓ ગોઠવાઈ ગયા અને છાજનું કામ ઊપડયું. ઉઘાડા શરીરવાળા ભરવાડો ગારાના પિંડા જલદી જલદી એકબીજાના હાથમાં ફેંકતા હતા ને છાજનું કામ ધમધોકાર ચાલતું હતું. પડોશના ગામમાંથી બોલાવવામાં આવેલો ઢોલી(ચમાર) ઢોલ ઢીબવા લાગ્યો અને એના તાલમાં 'એ... હાં!' 'એ ઉઠાવ!' 'એ ... લીધો!' એવી બૂમો પાડતા લોકો કામ ઉકેલવા લાગ્યા હતા. ઢોલની ગતિ વધવા લાગી. સાથે સાથે એ લયમાં દોઢસોબસો હાથ કામમાં લાગી પડયા.

સાંજ પડી. અંધારું થયું. અગાઉથી ગોઠવણ કરેલી તેથી ગેસની બત્તીઓ સળગી અને એના અજવાળામાં કામ ચાલુ રહ્યું. મહેનતથી આદમીઓનાં શરીર થાકી ગયાં હતાં; કામમાં જરાશી ઢીલાશ દેખાય કે પટેલ બૂમ પાડી ઊઠતો, આયબુ લલકાર દેતો અને કામ પાછું ઝડપભેર ઊપડતું. ધમાલ મચી રહી હતી. ગામ આખું જાગતું હતું. તોરણ બંધાતાં હતાં; ગામને ઝાંપેથી રાજસાહેબને એકવીશ બળદ જોડેલા રથમાં બેસાડીને ગામમાં લાવવાના હતા. એ માટે બળદ એકઠા કરાતા હતા; રથને શણગારવામાં આવતો હતો. બંદોબસ્ત માટે પોલીસ અધિકારી પહેલેથી હાજર થઈ ગયા હતા; તેઓ અમસ્તા જ દમદાટી દેતા હતા. હજૂર આવતી કાલે સવારમાં આવવાના હોઈને હજુ તમારી તૈયારી પૂરી કેમ નથી થઈ, કહી ચિંતા

દાખવતા હતા. અને બીજી બાજુએ છાજનું કામ બત્તીઓ સળગાવી જોરભેર ચાલુ રહ્યું હતું.

મધરાત વીતી ગઈ. કામ પૂરું થવામાં હતું. એટલામાં ઊંચે કિનારી પર ઊભો રહી ગારાના પિંડા ઝીલનારો આયબુ એકાએક નીચે પડયો! પથરાના ઢગલા પર પટકાયો. પડતાં પડતાં 'મરી ગયો! મરી ગયો!' એવી ભયાનક ચીસ એણે પાડી. શાળામાં બેઠો બેઠો હું બીજા દિવસના સમારંભની ગોઠવણ કરતો હતો; પટેલ સરઘસના રથની સજાવટ કરવામાં પડયો હતો; રામા તોરણો બંધાવતો હતો. આયબુ પડયો ત્યારે અમારા પૈકી કોઈ ત્યાં નહોતું. પડતાંવેંત એ બેભાન બની ગયો. છાજવાનું કામ અટકી પડયું. તમામ લોકો પોતપોતાનું સ્થળ છોડી આયબુની ચારે બાજુ એકઠા થઈ ગયા. 'કસાઈ મરી ગયો, કસાઈ મરી ગયો'નો શોર ઊઠયો. પહેલાં પણ એટલો બધો કોલાહલ ને ધમાલ હતાં કે અમે એટલામાં જ હતા છતાં પણ આયબુનો ચિત્કાર અમે સાંભળ્યો ન હોતો. આનંદા દોડાદોડ પટેલ પાસે પહોંચ્યો અને બોલ્યો, "આયબુ કસાઈ છાપરેથી પડયો છે; મોઢે લોહીનો કોગળો આવી ગયો છે."

પટેલે છાજનું કામ થંભી ગયાનું દેખ્યું, એટલે એણે કહ્યું: "અલ્યા તમે બધા અટકી કેમ પડયા? કસાઈ પડયો છે તો ભલે પડયો: તમે કામ ચાલુ રાખો "

એણે તગડીને લોકોને છાજને કામે લગાડયા. આયબુને મારા ઓરડામાં લવાયો અને કામ ચાલુ થયું. સવારે કૂકડો બોલ્યો હતો. પ્હૉ ફાટયો હતો, હમણાં ભોં ભોં કરતી મોટર આવી પહોંચવાની હતી. કોઈને મરવાની પણ ફુરસદ નહોતી, ત્યાં કામ રોકાવાનું તો હોય જ કયાંથી? ડૂંગળી ચીરીને આયબુને સૂંઘાડી. માથે પાણી છાંટયું પણ આયબુ મોં-આંખો ખોલતો નહોતો એટલે બારણું બંધ કરી પટેલ બહાર આવ્યો અને કામમાં લાગી ગયો. આ તો લગન હતાં! મડદાને ઢાંકીને પણ એ ઉકેલવાનાં હતાં.

છાજનું કામ પૂરું થયું ને સવાર પડી. નાહવા સારુ, ગારાથી ગંદાં થયેલાં શરીરો ધોવા સારુ લોકો કૂવા અને ઝરા તરફ ઊપડયા.

ચાર-છ રામોશીઓને રસ્તે આગળ રવાના કર્યા. શિંગડું વગાડનારને ઝાડ ઉપર ઊંચે બેસાડયો. માઈલ દોઢ માઈલ દૂર મોટર નજરે પડે એટલે એણે ઈશારો કરવો એવું નક્કી કરવામાં આવ્યું.

અને બરાબર આઠ-સવાઆઠને સુમારે શિંગડું વાગ્યું! 'આવી! આવી છે!

સરકારી સવારી આવી છે!'ના પોકારો સાથે દોડાદોડી ચાલી. બાળકોને કેડે તેડી ભરવાડણો ગામના ગોંદરા ભણી દોડી. બંદોબસ્ત સારુ આગળ વધેલા સિપાહીઓએ એમને દબડાવીને પાછી કાઢી. બળદને રથે જોડી અમે તૈયાર થઈ ગયા. રાજા ગામમાં આવે ત્યારે ગામના પટેલે હાથમાં શ્રીફળ અને એક રૂપિયો લઈને સામે જવું એવો રિવાજ હતો. અમારી વાડીમાં કોઈ પટેલ તરીકે હતો નહિ કે કોઈ તળાટી નહોતો. તેથી સરકારી સવારી આવવાની હોવાથી પડખેના ગામનો પટેલ આવવા તૈયાર થયો. પણ મેં એને ચુપ રહેવા જણાવ્યું અને માથે લાલચોળ ફેંટો વીંટેલા અને ખળની વાસવાળું ગોળ અંગરખું પહેરેલા અમારા જ પટેલે શ્રીફળ આપવું એમ ઠરાવી દીધું. કેટલીએક સુવાસિની સ્ત્રીઓને આરતી લઈને સીમાડે ઊભી રાખી. લોકો પાનીઓ ઊંચી કરીને દૂર ટેકરા પર મોટર આવે છે કે કેમ તે જોવા ઉત્સુક બન્યા હતા. અવાજ ચોખ્ખા સંભળાવા લાગ્યો. રસ્તે બેસાડેલા રમેશીના છોકરાઓ દોડાદોડ હાંફતા આવી પહોંચ્યા. બોલ્યા: "મોટર આવી પહોંચી છે! માવલીમાતાના ટેકરા પાસે આવી છે."

બધા લોકોએ ટોપીઓ અને ફેંટા સરખા કર્યા. અધિકારીઓએ કોટનાં બટન બંધ કર્યાં, શર્ટ નીચે ખેંચ્યાં; રસ્તા પર ઊભેલા સિપાહીઓએ સીટીઓ વગાડી. સરકારની રાતી પટ્ટીવાળી નવી ચળકતી મોટર ગોંદરે આવી ઊભી રહી. ઝડપથી હું આગળ વધ્યો. શિક્ષણાધિકારી સાથે હતા. એમણે નીચા નમી સરકારને પગે લાગી કહ્યુ: "સરકાર! આ ભાઈ અહીંના માસ્તર છે."

વીંટીઓથી ભરેલી આંગળીઓવાળા હાથ જોડી સરકાર બોલ્યા: "જય પ્રભુ!"

બધા ઝડપથી નીચા નમ્યા. ભરવાડો ઠેઠ ભોંય સુધી વાંકા વળી પોતાના રાજાને પગે લાગ્યા.

પછી મામલતદાર આગળ વધ્યા. અદબભેર બોલ્યા: "અહીંથી રથમાં બેસીને સરકાર ગામમાં પધારે એવી વિનંતિ છે."

સરકારે જણાવ્યું: "જરૂર, જરૂર; રથમાં બેસીને જઈશું."

હજૂરિયાએ મોટરનું બારણું ખોલ્યું. મહારાજ બહાર આવ્યા. ભરવાડોએ પોતાના રાજાને દીઠા – ગોરા ગોરા ભવ્ય રાજાને ભરવાડોએ જોયા. માથે રાતા રંગની પાઘડી હતી, શરીરે ખાદીનો ધોળો સફેદ લાંબો કોટ હતો, નીચે ધોળો ચૂડીદાર પાયજામો હતો. પગમાં લાલ જોડા પહેર્યા હતા. ચળકતી કોરવાળો દુપટ્ટો એમની વિશાળ છાતીને ઢાંકી રહ્યો હતો. વિશાળ મોટી આંખો, લાંબુ નાક, ધોળી થવા માંડેલી ગુચ્છેદાર

મૂછોવાળા રાજા લાકડીને ટેકે રથ ભણી ચાલ્યા. ભરવાડણોએ એકબીજીને કહ્યું: "રાજા હવે ઘરડો થયો છે; જો ને, લાકડીનો ટેકો લઈને ચાલવું પડે છે."

મેં પટેલને ઇશારો કર્યો. હિંમતથી આગળ વધી તેમણે શ્રીફળ અને રૂપિયાવાળો ખૂમચો આગળ ધર્યો. રાજાએ તેને હાથ અડકાડયો અને એક હાથ પટેલને ખભે દઈ પૂછ્યું: "કેમ પટેલ! ખુશીમાં?"

પટેલ અદબભેર હસ્યો અને શિર ઝુકાવી બોલ્યો: "જી હા, સરકાર! જી હા, સરકાર!"

પછી રથમાં ચડતી વખતે પણ રાજાએ પટેલના ખભાનો આધાર લીધો. રથમાં રાજા બેઠો કે તુરત અત્યાર સુધી બળદને થંભાવી રાખનારાઓએ ઈશારો કરતાં જ બળદ રથ ખેંચવા લાગ્યા. શિંગડું વાગ્યું, શરણાઈ વાગી, ઢોલ વાગ્યો, ભરવાડોએ રાજાની જય પુકારી. નિશાળના છોકરાઓએ "મહારાજા ઘણું જીવો"નો પોકાર કર્યો. આગળ આવેલી સુવાસિની સ્ત્રીઓએ આરતી ઉતારી. રાજા ગામમાં—ત્રીશપાંત્રીશ ભરવાડોના ઝૂંપડાવાળા આ ગામમાં રાજા દાખલ થયો.

અખાડાના મકાનનો બંધ દરવાજો રાજાએ પોતાને હાથે ખોલ્યો. ફરી શિંગડાં ફૂંકાયાં, વાજિંત્રો વાગ્યાં. અખાડાનું એ મોટું મકાન, એનો ખાડો, અંદરની લાલ માટી, બધું જોઈને રાજા ખુશી થયો. બોલ્યો: "કયાં છે એ માસ્તર?"

હાથ જોડી હું સામે જઈને ઊભો રહ્યો.

"સરસ! છોકરા! તેં આ સરસ કામ કર્યું છે. તારૂં નામ શું?"

મેં જવાબ આપ્યો: "રાજારામ વિઠ્ઠલ સૌંદણીકર."

મામલતદારે ખુલાસો કર્યો: 'હજૂર! વિઠ્ઠલ ધોંડોનો આ છોકરો. આપણે ત્યા બારનીશી કારકુન છે એનો."

સરકાર બોલ્યા, "એમ?" સરસ છે, સારું છે. જ્ઞાનની સાથોસાથ બળની ઉપાસના પણ જોઈએ જ."

હર્ષથી મારું હૈયું ગદ્ગદ બન્યું, મેં ગેમાંચ અનુભવ્યો; ગળું રૂંધાયું. મને થયું કે હમણાં જ મારી આંખો આંસુભીની થશે.

અખાડાના હનુમાનને મહારાજાએ જાતે નાળિયેર વધેર્યું. એ પછી સભા શરૂ થઈ. મેં મારું ભાષણ લખી રાખ્યું હતું તે સ્પષ્ટ શબ્દોમાં વાંચી સંભળાવ્યું. વાંચતી વેળા મારા હૃદયના ધબકારા વધી ગયા હતા.

રમવાને નિમિત્તે છોકરાઓ અખાડામાં એકઠા થશે, રમવાની સાથે સાથે એમનામાં નિશાળ પ્રત્યે પ્રેમભાવ જન્મશે, એવા ઉદ્દેશથી અમે આ અખાડાનું મકાન બાંધવાનો સખત પરિશ્રમ ઉઠાવ્યો છે. આ માટે ગામના લોકોએ જે જહેમત ઉઠાવી હતી, વખાણવા લાયક જે ઉત્સાહ અને ઐકય દાખવ્યાં હતાં; તેનાં મેં ભાષણમાં વખાણ કર્યાં, અને સરકાર હજૂર હવે એના પર આશીર્વાદ વરસાવે એવી માગણી કરી મેં મારું ભાષણ પૂરું કર્યું.

પછી રાજાસાહેબે નાનકડું ભાષણ કર્યું. એમણે કહ્યું: "ઘેટાં પાળનારાં મારાં આ સંતાનોએ આટલી નાનકડી વસતિમાં આવું સુંદર અખાડાનું મકાન તૈયાર કર્યું એ જોઈને મારું હૈયું હર્ષ અને અભિમાનથી ઊછળી રહ્યું છે. બલોપાસના અને જ્ઞાનસંવર્ધન એ મારા રાજ્યનું ધ્યેય છે રાજ્યના દરેક વિદ્યાર્થીની છાતી પહોળી હોય, બાવડાં કસાયેલાં હોય, બુદ્ધિ તેજ હોય એ પ્રત્યે મારો આગ્રહ છે; આ આગ્રહ મેં હમેશાં કહી સંભળાવ્યો છે. મારી આ વાત અહીંના ભરવાડો સુધી પહોંચી હશે એનો મને ખ્યાલ નહોતો. એ પહોંચી છે અને સાકાર પણ બની છે એ જોઈ હું આશ્ચર્ય પામ્યો છું. તમારા રાજાની છાતી બે ઈંચ વધુ પહોળી થઈ છે. જગદંબા તમને સદ્‌બુદ્ધિ આપો, તમારું કલ્યાણ કરો."

મેં આભાર માન્યો, કૃતજ્ઞતાપૂર્વક સહુનો ઉપકાર માન્યો, વિદ્યાર્થીઓએ 'વંદે માતરમ્' ગાયું અને સમારંભ પૂરો થયો. મહારાજાની મોટર ધૂળ ઉડાડતી રવાના થઈ. બીજા અધિકારીઓ સાઈકલ અને બળદગાડીમાં રવાના થયા. રાજા કેવો દેખાયો, શું બોલ્યો, વગેરે વાતો ઘેર ઘેર ચાલી. રાજા ચાલ્યો ગયો અને સમારંભ પૂરો થયો, છતાં ભરવાડોનો આનંદ અટકયો નહિ. તેઓ બધા ઠેકઠેકાણે ટોળે મળી જોરજોરથી વાતો કરતા હતા; આ આનંદ દિવસો સુધી તેઓ માણતા હતા.

આખા સમારંભ દરમિયાન ગામમાંથી માત્ર બે જ જણા ગેરહાજર રહ્યા હતા: બાળા ભરવાડ અને ચુગલીખોર દાહુ. બાળાને રાજા આવવાના ખબર મળ્યા; કોઈએ એને આવવા સારુ કહ્યું પણ ખરું, ત્યારે એણે જવાબ આપ્યો: "મારું કામ પડતું મૂકીને હું અવવાનો નથી. રાજા આવ્યો હશે; એ કાંઈ મારો ચૂલો ચાલુ નહિ રાખે."

ચુગલીખોર સતત તરફડયા કરતો હતો પરંતુ એનાથી ઊભાં થવાય એમ નહોતું, એણે પટેલને પોતાને ઘેર બોલાવીને કહ્યું: "રાજાને જોવાની મારી મરજી છે. કોઈ વાંસા પર તેડી મને ત્યાં લઈ જાઓ ને?"

પણ પટેલને ડર પેઠો કે આ મૂરખ આદમી કાંઈ આડું-અવળું બાફી મારશે, પોતાને પડેલા મારની વાત કરશે, એ વિચારે એણે એને આવવા દીધો નહિ. ચુગલી-ખોરે બધાને ગાળો ભાંડી, ધમપછાડા કર્યા, પણ એના તરફ કોઈએ ધ્યાન દીધું નહિ.

સમારંભ પૂરો થયા પછી મને કોઈએ ખબર આપ્યા કે આયબુ અખાડાની છત પરથી પટકાઈ પડયો છે, અને સખત મૂઢમાર પડયો છે, ને એને ત્યાંથી ઉઠાવી તમારા ઓરડામાં રાખ્યો છે. મારો આનંદ તત્કાલ ઓસરી ગયો. ગભરાતો ગભરાતો હું ઘેર આવ્યો, બારણાની સાંકળ ખોલી અંદર દાખલ થયો. આયબુ ઊંધમૂંધ કામળા પર પડયો હતો. મારું દિલ કંપી ઊઠયું. રાજા ગામમાં આવે એટલા સારું જ શું આયબુએ પોતાનું બલિદાન આપ્યું હતું?

મેં જોરથી બૂમ પાડી: "આયબુ ... આયબુ ... છો ને?"

એને ચત્તો કરી મેં એના મોં ભણી જોયું. મીંચેલી આંખો ખોલીને એણે ઠંડી નજરે મારા તરફ જોયું. ધીમે ધીમે ચાલતો એનો ગરમ શ્વાસ મારા ગાલે સ્પર્શતો હતો. ક્ષણ માટે ખોલેલી આંખો એણે પાછી બંધ કરી દીધી અને કણસવા લાગ્યો.

મેં પૂછ્યું: "આયબુ! શું થયું છે તને? બહુ વાગ્યું છે? આયબુ, આયબુ! તને શું થાય છે?"

આયબુએ આંખો ખોલી. ખૂબ ઊંડા ઊતરેલા અવાજે એ બોલ્યો: "માસ્તર! રાજા આવ્યો?"

"અરે! રાજા તો આવ્યો અને ચાલ્યો પણ ગયો. તને શું થયું? કેમ કરતાં પડી ગયો?"

આયબુના મોં પર અસાધારણ દુ:ખ પ્રગટયું. એ બોલ્યો: "રાજા આવ્યો ... પણ હું જોઈ ન શકયો –" અને ચત્તો હતો તે પાછો ઊંધો થઈ જઈ પડયો રહ્યો.

## 16

રાજા આવીને ચાલ્યો ગયો. અખાડો ચાલુ થઈ ગયો. છેલ્લા કેટલાએક મહિનાઓથી ચાલ્યા કરતું કામ પૂરું થઈ ગયું. અખાડાના શોખને લીધે ગામના તમામ છોકરાઓ ત્યાં આવવા લાગ્યા. દંડબેઠકો શરૂ થઈ. અંદરોઅંદર કુસ્તીઓ થવા

લાગી. ગજી નાચ માટેનો ઢોલ, લેજિમનો સરંજામ, લાઠીઓ, બનેટી, પટ્ટા : બધાં સાધનો અખાડાના મકાનમાં રહેવા લાગ્યાં. સારા જાણકાર આદમીઓ પણ મોજ ખાતર લાલ માટીમાં આળોટવા લાગ્યા. નિશાળ સારી રીતે ફૂલીફાલી. સવાર-બપોર લગભગ વીશેક છોકરાઓ નિયમિત રીતે આવતા થયા.

છાપરા પરથી પડી જવાને લીધે આયબુનો એક હાથ ખડી ગયો હતો, એને મૂઢ માર પડયો હતો. હાથનું હાડકું બેસાડવા માટે આનંદાએ પોતાના રામોશીઓ પૈકી એક જણને મારી પાસે મોકલી આપ્યો. એનું નામ જગન્યા હતું. દેખાવે સુંદર એ છોકરો ભરજુવાનીમાં આવ્યો હતો. એણે રોજ ઘેર આવીને આયબુને માલિશ કરવા માંડી. આનંદાએ મને કહ્યું કે હાડ બેસાડવાની વિદ્યા જગન્યાએ એના બાપ પાસેથી મેળવી હતી. એ બાપ વાડીમાં સૌથી અચ્છો શિકારી હતો. પેટે સરકતો એ જામગરીવાળી બંદૂક વડે હરણાંને મારતો. એણે ઘણાં હરણાંનો શિકાર કર્યો હતો. ચાર ઓરડા ઢંકાઈ રહે એટલાં હરણાંનાં શિંગડાં એની પાસે હતાં. છેવટે ઘરડો થઈને પથારીવશ થયો ત્યારે હરણાંની પેઠે ચીસો પાડવા લાગ્યો. સેંકડો હરણાંને મારનારો તાત્યાબા રામોશી હરણાં પેઠે ચીસો નાખતો મૃત્યુ પામ્યો. જગન્યાની માલિશને પરિણામે આયબુનું ઊતરી ગયેલું હાડકું બરાબર બેસી ગયું; માર પડવાથી જકડાઈ ગયેલું શરીર સમુંસૂતરું થયું; અને મહિના-પંદર દિવસમાં આયબુ હરતોફરતો થઈ ગયો. કસાઈનો બેટો મરતાં મરતાં બચ્યો. પણ દરમિયાનમાં જગન્યાએ જ એક ભાંજગડ ઊભી કરી હતી, અને એનો નિકાલ લાવતાં-લાવતાં ગામ આખાને નાકે દમ આવી ગયો.

બનગરવાડીથી પાંચછ ગાઉ દૂર એક વાંગી નામનું ગામ હતું. અમારા આખા તાલુકામાં વાંગી ગામ દાદાગીરી માટે જાણીતું હતું, મારામારી અને ખૂનો માટે પ્રખ્યાત હતું. આ ગામમાં પરાયો આદમી હમેશાં ભયમાં જ જીવ્યા કરતો. નિશાળનો માસ્તર, કુળકર્ણી, તલાટી બધા લોકો આ ગામમાં બદલી મળતાં જ થથરી ઊઠતા. વસૂલાત માટે ખુદ મામલતદાર પણ આ ગામમાં નમ્રતાથી વાતો કરતો; જાણે કે પોતે ભીખ માગતો હોય એ રીતે જ મહેસૂલ માટે ઉઘરાણી કરતો. કામ-કાજ માટે જગન્યા હમેશાં આ વાંગી ગામમાં જતો-આવતો

એક દહાડો બપોરે બે વાગ્યાને સુમારે આઠદસ જુવાનો વાડીમાં ઘૂસ્યા. એમના હાથમાં કુહાડીઓ હતી, ભાલા હતા. રેશમી સાફા અને મલમલનાં પહેરણ પહેરેલા

આ જુવાનો વાડીમાં ઘૂસ્યા અને સીધા રામોશીવાડામાં પેઠા. ઝડપથી એમણે તમામ રામોશીઓનાં ઝૂંપડાં તપાસી લીધાં; બૈરાંઓને ધાકધમકી આપી, એકાદબે રામોશીઓને કુહાડીઓના હાથા વડે ફટકાર્યા પણ ખરા. રામોશીવાડામાં બૂમાબૂમ શરૂ થઈ. ડરથી બાળકો ચીસો પાડવા લાગ્યાં; કૂતરાઓ ભસવા લાગ્યા; રામોશીઓની ડરી ગયેલી સ્ત્રીઓ બચ્ચાંઓને લઈને ભરવાડોને આશરે આવી. ભરવાડો સીમમાં ગયા હતા, બીજા કોઈ પુરુષો હતા નહિ. એવી દશામાં આ માથાભારે લોકોએ ઝૂંપડીઓ તપાસવા માંડતાં જ ભારે હોહા મચી ગઈ.

હું નિશાળમાં હતો. આનંદા પણ હતો. રામોશીવાડામાં એ લોકો ઘૂસ્યાના ખબર મળતાં જ ઝડપથી ઊભો થઈ એ ત્યાં દોડયો. વર્ગ પડતા મૂકી હું પણ ગયો.

એટલી વારમાં ઝૂંપડાં તપાસી લઈને એ લોકો રસ્તા પર આવી ઊભા હતા. આનંદાએ આગળ જઈ એમને પૂછયું: "શી ગરબડ છે?"

આ લોકો વાંગીના છે એ આનંદા તુરત ઓળખી ગયો. એણે આ સવાલ પૂછતાં જ એ જુવાનો પૈકી એક જણ આનંદા પર ઊતરી પડયો. પૂછયું: "તું રામેશી જ છે ને?"

અને આનંદાએ હા પાડતાં જ હાથમાંની લાઠી વડે એણે આનંદાના વાંસા પર બે ફટકા લગાવી દીધા, અને ગાળ દઈને પૂછયુ: "જગન્યો રામોશી ક્યાં છે?"

લાઠીના બે ફટકા ખાવા છતાં પાછા ન હઠતાં આનંદા બોલ્યો: "કેમ? એણે શું કર્યું છે?"

અને પછી પેલા જુવાને ફરી એક વાર લાઠી મારી. પછી મારાથી રહેવાયું નહિ. આગળ વધી મેં એ જુવાનનો હાથ પકડયો અને પૂછયું: "તમે લોકો કોણ છો? એકાએક વાડીમાં પેસીને આ રીતની મારપીટ કેમ કરો છો? તમને શું એમ લાગ્યું કે ગામમાં કોઈ પૂછનાર જ નથી?"

શરીરે તો હું દૂબળો-પાતળો હતો પણ મારા મોંમાંથી આપોઆપ અતિશય ધારદાર શબ્દો નીકળી પડયા, અને ઘડીભર તો એ જુવાનને પોતાનો હાથ છોડાવી લેવાનું પણ ભાન રહ્યું નહિ.

પછી એક ઠીંગણો અને હૃષ્ટપુષ્ટ આદમી આગળ આવ્યો. જુવાનને બાજુ

પર ખસેડી મારી છાતી સાથે છાતી ભિડાવી એ બોલ્યો: "પણ તું કોણ છો આટલું બધું જોર શાનો બતાવે છે?"

"હું સરકારી નોકર છું. અહીંની નિશાળનો માસ્તર છું. તમારે કોનું કામ છે તે સરખી રીતે પૂછો. મારપીટ કરો છો તે આ કોઈ અંધેરી નગરી નથી!"

દરમિયાન દુખતા હાથમાં લાઠી લઈને આયબુ આવી પહોંચ્યો; નિશાળના ચાર-પાંચ સારા છોકરાઓ પણ અખાડામાંથી લાઠીઓ લઈને આવી પહોંચ્યા.

મારી છાતી સાથે છાતી ભિડાવીને ઊભેલો આદમી આસપાસ આ બધું જોઈને જરા નરમ પડયો. નસકોરાં ફુલાવી બોલ્યો: "અમારે જગન્યા રામોશીનું કામ છે."

મેં કહ્યું: "એ તો બેચાર દિવસથી આ ગામમાં જ નથી."

"એ સાચું કેમ માનવું?"

"હું કહું છું માટે."

"માસ્તર! તારામાં બહુ જોર દેખું!"

દરમિયાન વાડીમાંથી એક ડોશી આવી પહોંચી હતી. પેલા સાફાવાળાની હડપચીએ હાથ અડાડી એ બોલી: "અરે મારા દીકરા! ગરીબ રામોશીઓ પર કુહાડીને કેમ ઉપાડે છે? તું તો ખાનદાન મરાઠો છે. રામોશી તો તારા પગનું ખાસડું ગણાય, ખરું ને? જરા નિરાંતવો થા. તડકામાંથી આવ્યો છો તો થોડું ટાઢું પાણી પી; ને કાંઈ કામ હોય તો આ માસ્તરને પૂછ."

એટલામાં કલબલાટ કરતી રામોશીઓની બૈરીઓ આવી, ભરવાડણો પણ એકઠી થઈ ગઈ, અને બધી મળીને વાંગીના જવાનો પર ગાળોનો વરસાદ વરસાવવા લાગી.

મેં વાંગીના લોકોને કહ્યું: "તમે બધા અખાડામાં ચાલો. ત્યાં બેસીને તમારે શું જોઈએ છે, તમે કેમ આવ્યા છો, એ સંબંધે વાત કરીએ. નાહક મારપીટ કરવી એ સારા માણસને શોભે નહિ."

એમને શું લાગ્યું કોણ જાણે, પણ "ચાલો" કહી તેઓ અમારી સાથે ચાલ્યા. પાછળ છોકરાંઓનું ટોળું આવતું હતું એ બધાને મારે ધમકાવવા પડયા. તે પછી કોઈ પાછળ ન આવ્યું. હું, આનંદા, રામા અને એ બધા લોકો અખાડામાં ગયા; જઈને બેઠા.

મેં કહ્યું : "હવે વાત કરો."

એ લોકો પૈકી એક જણ બોલ્યો : "અમે વાંગીના લોકો છીએ. તમારા ગામનો જગન્યા રામોશી વાંગીની અમારી નાતની એક રાંડીરાંડ બાઈને ઉઠાવી ગયો છે; અમે એને ખોળવા આવ્યા છીએ."

આ લોકો એકદમ મારામારી પર શા માટે ઊતરી પડયા હતા એની કારણપરંપરા મારા ખ્યાલમાં આવી. એમની એ નારાજી તદ્દન સ્વાભાવિક હતી. જગન્યા આવો કશોક કર્મો કરી બેઠો હશે એનો ઝાંખો સરખો ય ખ્યાલ અમને હતો નહિ. આ હકીકત સાંભળીને રામા અને આનંદા પણ નવાઈ પામ્યા.

જગન્યાને એક ગાળ દઈ આનંદા બોલ્યો : "ઘરમાં ખાવા દાણોય નથી ને બેટમજીને રંડીબાજી સૂઝે છે! પાટિલ! તમે જરાય અચકાયા વિના ખુશીથી એનો જીવ લ્યો. વાડીનો એક પણ માણસ તમારી આડે નહિ આવે."

આનંદાએ લીધેલા આ ઊલટા પવિત્રાથી એ લોકો સીધા ઊતર્યા; સરખી રીતે વાત કરવા લાગ્યા. બાઈ રાંડીરાંડ હોય, એનું કોઈ ન હોય, તો પણ સવાલ ગામ આખાની આબરૂનો હતો, રામોશી અમારા ગામમાંથી એક બાઈને ભગાડી ગયો એ અમારે મોઢે મેશ ચોપડયા જેવું છે, એમ તેઓ કહેતા હતા. એમનું કહેવું વાજબી હતું. આનંદાએ કહ્યું : "જગન્યા જો અહીં હોત તો લાતો મારીને એને તમારી સામે હાજર કરત. અમે પોતે જ એના માથામાં પથરા માર્યા હોત, સમજ્યા?"

એ લોકો બોલ્યા : "જાય ક્યાં?" જ્યાં હશે ત્યાંથી એને ખોળી કાઢીને મારી નાખશું."

"હા હા, એ બિચારો ક્યાં જવાનો છે. તમારી સામે થવાનું એનું ગજું શું?"

શું બોલવું તે મને સૂઝતું નહોતું. આ લોકો જગન્યા પાછળ હડકાયા કૂતરા પાછળ પડે તેમ પડયા હતા. હાથ આવે તો એને જાનથી મારી નાખતાં એ પાછા હઠે એમ નહોતા. છેવટે આનંદાએ કહ્યું : "સરકાર! આમાં જેમ તમારે નીચું જોવાપણું છે એમ અમારે રામોશીઓને પણ નીચું જોવાપણું છે. તો તમે હવે પાછા જાવ. હું ખંડોબાના સોગન ખાઈને કહું છું કે એ બૈરીને અને અમારા છોકરાને આઠ દિવસની અંદર તમારી સામે હાજર કરી દઈશ, બસ?"

વાંગીના લોકો વિચારમાં પડયા. આનંદા વળી બોલ્યો : "કેમ માસ્તર?"

"બરાબર છે. જગન્યાએ જો ગુનો કર્યો છે તો એને પકડીને આ લોકો સામે હાજર કરવામાં મારે કોઈ વાંધો નથી."

એટલામાં આયબુએ ગામ આખામાં ફરીને ટોપલો ભરી મગફળીની શિંગો અને ખોબો ભરાય એટલો ગોળ લાવીને વાંગીના લોકો સામે મૂકયાં. થોડી વારે ચરવી ભરીને ચા લાવ્યો અને મગફળી ખાઈ રહેલા આદમીઓને થાળીઓમાં ચા પાઈ, તાણ કરી કરીને પાઈ.

આનંદાના બોલ પર વિશ્વાસ રાખીને તથા મને જામીન બનાવીને વાંગીના લોકો ચાલ્યા ગયા. અમે એમને ગામના ઝાંપા સુધી વળાવવા ગયા.

એ લોકો દેખાતા બંધ થયા અને અમે પાછા વળ્યા ત્યારે મેં પૂછ્યું: "અલ્યા આનંદા! જગન્યા હાથ ન આવ્યો તો?"

આનંદા ખોંખારો ખાઈને થૂંક્યો અને બોલ્યો: "તો હું રામોશીના બુંદનો નહિ, માસ્તર! જગન્યા ભલે મસાણમાં ગયો હોય, એને પકડીને પાછો લાવું છું કે નહિ ને જોજો."

બીજે દિવસે વહેલી સવારમાં ઊઠી આનંદા રામોશી જગન્યાનો પીછો પકડવા નીકળી પડયો; એની સાથે બીજા બેત્રણ જુવાનો હતા. હાથમાં કુહાડી અને લાઠીઓ લઈને આ ત્રણચાર જણા હરણનો શિકાર કરવા નીકળી પડે એમ જગન્યાની પાછળ પડયા. વાડીના રામોશીઓની અવરજવર કયાં હતી તે આનંદા પૂરેપૂરું જાણતો હતો. જગન્યાને અહીંથી ગયાં બે દિવસ થયા હતા, એટલામાં એટલું અંતર કાપીને એ સ્ટેશને પહોંચે અને મુંબઈ જનારી ટ્રેન પકડે એવો સંભવ નહોતો. કેમકે પોતે અદશ્ય થયા પછી પીછો તો પકડવામાં આવશે જ અને પહેલાં મોટરરસ્તો અને પછી સ્ટેશન-રસ્તો તપાસવામાં આવશે એની એને ખાતરી હતી. સ્વાભાવિક રીતે જ જગન્યા બને તેટલે દૂર છતાં કોઈ જાણીતા સ્થળે જ જવાનો. જાણીતાં સ્થળો તો ગામોગામ હતાં; પરંતુ ખાસ વાત એ હતી કે દસબાર ગાઉ દૂર તિમરજા ગામમાં જગન્યાની બહેન રહેતી હતી. આનંદા એ ગામની દિશામાં નીકળી પડયો, અને બપોરે જમવાની વેળાએ જગન્યાના બનેવીને બારણે હાજર થયો.

મહેમાનો આવી પહોંચતાં જ જગન્યાની બહેનને દોડાદોડી થઈ પડી. લોટ માગી લાવી એણે ગરમાગરમ રોટલા ટીપી નાખ્યા, શાક બનાવ્યું અને મહેમાનોને પેટ ભરીને જમાડયા. ઓડકાર દઈને મહેમાનો ભાણેથી ઊભા થયા અને પાન

ખાતાં ખાતાં આનંદાએ યજમાન—જગન્યાના બનેવીને પૂછ્યું: "જગન્નાથ આવ્યો હતો?"

યજમાન સહેજ ગૂંચવાયો. બોલ્યો: "ના ભઈ! અહીં નથી આવ્યો."

આનંદાએ ધાર્યું જ હતું. જવાબ આપતાં બનેવી ચોંકી ગયો હતો એ એની નજર બહાર ગયું નહોતું. એ જાણી ગયો કે જગન્યા અહીં આવી ગયો છે. એણે બનેવીને કહી દીધું કે પોતે એક ઓરતને ભગાડી લાવ્યો છે. આનંદા બોલ્યો: "તમારી પાસે ખોટું શા માટે બોલું? જગન્યાએ બેવકૂફી કરી છે. વાંગીના સારા ઘરની બૈરીને એ ભગાડી લાવ્યો છે. એ ગામના સો માણસો ભાલા અને કુહાડીઓ લઈને વાડીએ આવ્યા હતા. એમને પગે પડી મેં કહ્યું: 'એ બૈરીને અને જગન્યાને પકડી લાવી તમારે હવાલે કરીશ. તમે ગામને હેરાન ન કરશો.' એ લોકો પાછા ચાલ્યા ગયા, નહિ તો વાડીમાં બેચાર લાશો ઢળી હોત!"

બનેવી બધી વિગત ઘણું કરીને જાણતો નહિ હોય. એ વિચારમાં પડી ગયો. ઘરમાં જગન્યાની બહેન અસ્વસ્થ થઈ હતી. છતાં જગન્યા આવ્યો હતો એ વાત કબૂલ ન કરતાં બનેવી બોલ્યો: "જગન્નાથે ભારે ભૂલ કરી છે. પોતાની શકિત બહારની હામ ભીડી છે. ખેર! પણ હું પૂછું છું કે એને પકડીને તમે શું કરવાના છો? બૈરીની ગયેલી આબરૂ કાંઈ પાછી આવવાની નથી. એને કોઈ નાતમાં પાછી રાખશે નહિ. વળી એ લોકો જગન્નાથનું શું કરવાના છે? મારપીટ કરશે, જાન લેશે; પણ એટલાથી જે બની ગયું છે એની ભરપાઈ થોડી જ થશે?"

આનંદાએ જવાબ આપ્યો: "સાચી વાત છે; નહિ થાય."

"તો પછી તમે શા સારુ લોહીનું પાણી કરી રહ્યા છો? એ લોકો ભલે રંગરાગ કરે! મિયાંબીબી રાજી તો કયા કરેગા કાજી?"

એક રીતે વિચારતાં બનેવીનું કહેવું બરાબર હતું. પણ એ એક વાત સાવ ભૂલી ગયો હતો કે જગન્યા ને બાઈ રંગરાગ કરશે ખરાં પણ વાંગીના લોકો વાડીમાંના એના ઝૂંપડાને બાળી દેશે, એના ઘરના માણસોને મારઝૂડ કરશે, એક માણસ ખાતર આખા રામોશીવાડાને અગ્નિમાં ધકેલી દેશે, આખી વાડીને ત્રાસ સહન કરવો પડશે. બનગરવાડી જેવા નાનકડા ગામમાં આદમીઓ કેટલા અને એમનું ગજું પણ શું?

આનંદાએ આ વાત જગન્યાના બનેવીને સમજાવી પણ એ માનતો નહોતો. ઘણી વાર સુધી સમજાવ્યા પછી પણ જ્યારે એની પાસેથી જગન્યાનો પત્તો મળ્યો

નહિ, ત્યારે આનંદાએ ઊભાં થતાં થતાં કહ્યું: "ભલે! તો હવે શું કરવું તે અમે જોઈ લઈશું. રામરામ!"

બનેવી પણ સામે રામરામ કરી ઊભો થયો. પણ ત્યાં તો જગન્યાની બહેન ઘરમાંથી બહાર આવી અને રડતાં રડતાં બોલી: "આનંદા! જગુ આવ્યો'તો."

ઘરવાળો રાતી આંખ કરી ગુસ્સાથી એના ભણી તાકી રહ્યો છતાં બહેન બોલતી અટકી નહિ. કહે: "સ્ટેશને ગયો છે. બૈરી લઈને સાંગલી જવાનો એનો વિચાર લાગ્યો. પણ ભાઈ! એના જીવને કશું નું થવા ન દેતો. મારા ગળાના સમ ખા જોયેં!"

આનંદાએ કહ્યું: "સોગન ફોક કર, બેનડી! આમારે પણ કાંઈ લાગતુંવળગતું ખરું કે નંઈ? અમે એને શી રીતે મારી નાખવા દેશું? અહીંથી ક્યારે ગયો?"

"વહેલી સવારમાં. હજી ગાડીમાં બેઠો નંઈ હોય."

મિરજ તરફ જનારી ગાડી બપોરે ત્રણ વાગે સ્ટેશનમાં આવતી હતી. જલદી જલદી રજા લઈને તથા વારેવારે હિંમત આપીને આનંદા ત્યાંથી રવાના થયો. કચ્છો મારી, ચંપલ હાથમાં ઉઠાવી એણે સ્ટેશનનો રસ્તો લીધો. સખત તાપમાં અને ધગધગતી જમીન પર એ તગડા રામોશીઓ દોડવા લાગ્યા. જોતજોતાંમાં એમણે ત્રણચાર ગાઉ ભોંય કાપી નાખી ત્યાં તો દૂર રસ્તાને કાંઠે આવેલા વડના છાંયામાં એમણે એક જુવાન અને એક ઓરત દીઠાં.

જગન્યા મજબૂત હતો; મોટરના વેગથી દોડનારો હતો; પણ એની સાથે ગોરા બદનવાળી બાઈનું શરીર ભારે હતું. એક તો સ્ત્રી અને એમાં ભારે વજનવાળી! પાછળ ગમે તેટલો ભય હોય છતાં ઝડપથી રસ્તો કાપવાનું એમનાથી બન્યું નહોતું. સ્થળે સ્થળે બેસતાં, છાંયડામાં આરામ કરતાં કરતાં બંને જણાં હજી રસ્તો કાપતાં હતાં.

આનંદા ખંચાઈને ઊભો રહ્યો. આંખે નેજવાં કરી એણે બરાબર નીરખીને જોઈ લીધું અને સાથેના છોકરાઓને કહ્યું: "જગન્યા જ છે. લાલ ફેંટો એનો જ છે. પણ હવે શું કરશું? એ તો ભાગી જશે?"

છોકરાંઓએ કહ્યું: "ભલે ભાગે, સસલા પેઠે એની પાછળ પડીને પાડી દેશું."

"પાડી દેશો?"

"જરૂર. અને કદાચને ભાગી જાય તો પણ બાઈ તો છે ને?"

"એને પકડીને શું કાપી ખાવી છે? જગન્યા જોઈએ."

"એ પણ ક્યાં જવાનો છે? ચુપચાપ નીચે જોઈને ચાલો."

પછી છોકરાઓ ચારેકોર ફંટાઈ ગયા. બધી બાજુએથી ઘેરી લઈને એમણે એ જુગલ જોડીને વચમાં લીધી અને સાવધાની સાથે છાનામાના જગન્યાની દિશામાં આગળ વધ્યા.

જગન્યા વારેવારે સૂરજ તરફ જોતો હતો. કહેતો હતો: "ચાલ, ઉતાવળ કર, ગાડી ચૂકી જવાશે."

સતત ચાલ્યા કરવાથી થાકી ગયેલી એ બાઈ પોતાની સુકાઈ ગયેલી જીભ ફાટી ગયેલા હોઠ ઉપર ફેરવીને બોલી: "સહેજ ઊભો રહે; નહિ તો હું મરી જઈશ."

આમ ચાલતું હતું ત્યાં જ જગન્યા ગભરાઈને એકાએક ઊભો રહી ગયો. એણે ચારે પાસ જોયું. પાછળની બાજુએથી રાશ જેટલે અંતરે આવી પહોંચેલ આનંદાને એણે જોયો, અને બાઈનો હાથ પકડી એને ખેંચતો ખેંચતો બોલ્યો: "અલી ભાગ! આપણને પકડવા માણસો આવે!"

જાનનો જુગાર ગણી બંને જણાં એકબીજાનો હાથ પકડી દોડયાં. આનંદાએ પાછળથી બૂમ પાડી: "જગન્યા! ઊભો રે', ભાગ મા!"

પણ જગન્યા હામ હારી બેઠો હતો; બાઈ પણ હામ હારી બેઠી હતી. સીધો મારગ છોડીને એમણે આડબીડ કાળી માટીવાળા ખેતરમાં પાછળ જોયા વિના દોડવા માંડયું. બાઈનો છેડો પવનમાં ઊડતો હતો. જગન્યાના ફેંટાનું છૂટું છોગું હવામાં ફડફડતું હતું. પથ્થર, રોડાં, ઢેફાં, કશાની પરવા રાખ્યા વિના બંને જણાં ઝડપથી દોડતાં રહ્યાં અને આનંદાએ એમનો પીછો લીધા કર્યો.

દોડતાં દોડતાં થાકી જઈને બાઈ ધબ દઈને પછડાઈ પડી. પાછળ ફરીને જગન્યા એને બેઠી કરવા લાગ્યો, પણ જોયું તો છોકરાઓ નજીક આવી પહોંચ્યા હતા. એટલે કાળિયાર જેમ જીવ લઈને નાસે એમ પડી ગયેલી બાઈને છોડીને જગન્યા દોડયો.

બાઈની નજીક આવી પહોંચતાં જ છોકરાઓ અચકાઈને ઊભા રહી ગયા. પણ આનંદા તો જગન્યાની પાછળ જ દોડવા લાગ્યો. એમની આ શરત લાંબા વખત સુધી ચાલી, પણ જુવાન જગન્યા આનંદાના હાથમાં આવ્યો નહિ. આખરે ઘા પહોંચે એટલું અંતર રહ્યાનું જણાતાં જ આનંદાએ હાથમાંહેની કુહાડીનો ઘા કર્યો. નાસી છૂટતા હરણાને ઘા મારીને જેમ પાડી દે, તેમ કુહાડીના ઘાથી એણે જગન્યાને

પાડી દીધો. નાસતાં નાસતાં હાંફી ગયેલો જગન્યા ઢોરની પેઠે ચિત્કાર કરી ઢળી પડ્યો.

બંને જણાંને ગાડીમાં નાખી આનંદા એમને વાંગી લઈ ગયો. પગમાંથી લોહી વહી જવાથી જગન્યા ફિક્કો પડી ગયો હતો. બાઈ તો પોતાને મોતે જ મરી રહી હતી.

આનંદાએ વાંગીવાળાઓને કહ્યું. " આ રહી તમારી બાઈ અને આ રહ્યો અમારો છોકરો. મેં મારે હાથે એને માર્યો છે. બાકી રહેલો જીવ તમારે લેવો હોય તો લઈ શકો છો.

જગન્યા ભાનમાં નહોતો. એનું ધોતિયું અને પહેરણ લોહીથી ભીંજાઈ ગયાં હતાં. બાઈને લાકડીઓથી મારતા મારતા લોકો એને ઘરમાં લઈ ગયા, અને જગન્યા ભણી જોઈ આનંદાને કહ્યું: "એને લઈ જા; તારે ગામ લઈ જઈને એને બાળી દેજે."

જગન્યાને લઈ આનંદા વાડીએ આવ્યો. વાડીના લોકોએ પોતાની રીતે પાલો-પાંદડાં વાપરીને જગન્યાનો જખમ બાંધી લીધો. વાંગીના લોકોએ પેલી બાઈનું સુંદર નાક કાપી લીધું અને ગામ બહાર કાઢી મૂકી. નાકે પાટો બાંધી એ જગન્યાને ઘેર આવી ચોધાર આંસુએ રોઈ. રામોશીવાડામાં એને રહેવા દેવા કોઈ તૈયાર નહોતું. પછી એક દહાડો એ પોતે જ ચાલી ગઈ; એ પછી ફરી વાર ક્યાંઈ દેખાઈ નહિ.

## 17

જૂન આવ્યો. મૃગશર બેઠાં. આ નક્ષત્ર કદી પણ સરખું વરસતું નથી; આ વરસે વાડીના ભાગમાં એ વરસ્યું નહિ. દર વરસે વરસાદ થોડુંક તો પલાળી જતો, પણ આ વરસે એટલો પણ વરસાદ વરસ્યો નહિ. નક્ષત્ર સાવ કોરું પસાર થયું. લોકો આર્દ્રા નક્ષત્રની રાહ જોવા લાગ્યા. હવે ચોમેર ઉજ્જડ દેખાતું હતું. સીમમાં ભટકીને ઘેટાં ભૂખ્યા પેટે પાછાં આવતાં હતાં. સારી મોસમમાં સંઘરી રાખેલાં સૂકાં પાંદડાં, ભૂસું વગેરે કાંઈ કાંઈ એમના મોં આગળ ધરીને ભરવાડો ઘેટાંના પેટ ભરતા હતા. ક્યારે વરસાદ વરસે અને ક્યારે લીલું ઘાસ ઊગી નીકળે· એની રાહ જોતા હતા.

આ અરસામાં એક દહાડો પટેલને મળસ્કે એક ખરાબ સ્વપ્નું આવ્યું. કમરે

લીમડાનાં ડાળખાં બાંધેલી, વાળ છૂટા મૂકેલી, કપાળે પિયળ તાણેલી એક બાઈ દેખાઈ. બોલી: "હું તને લઈ જવા આવી છું. તૈયારી કરી લે."

ડોસાએ પૂછ્યું: "ક્યાં?"

બાઈએ કહ્યું: "ભગવાનને ઘેર; તૈયારી કરી લે. આવતી કાલે નીકળવાનું છે."

અને પટેલ ઝબકીને જાગી ગયો. પરસેવે રેબઝેબ થયેલો ડોસો અંધારામાં જ પથારીમાં લાંબા વખત સુધી બેસી રહ્યો.

ઘણો વહેલો, હું પૂરો જાગ્યો પણ નહોતો ત્યાં એ મારે ત્યાં આવ્યો. બિછાનાના ખૂણા પર બેસી મારા પગે હાથ અડકાડી એ પગે લાગ્યો.

હું કશું સમજ્યો નહિ. પટેલ બોલ્યો: "છેલ્લી વારના રામરામ કરવા આવ્યો છું. હું હવે ચાલ્યો."

હું બનગરવાડી આવ્યો તે દિવસથી માંડી આજ સુધી ડોસો ગામ છોડીને બહારગામ ગયાનું મેં જાણ્યું નહોતું.

"ક્યાં જાઓ છો? ક્યારે પાછા આવશો?"

ડોસાએ જવાબ આપ્યો: "હવે ચાલ્યો; પાછા આવવાનું નથી."

"એટલે?"

"આવતી કાલ સવાર સુધીમાં હું મરી જવાનો છું."

આ કોઈ મશ્કરી નહોતી. ડોસો સાચેસાચ ગંભીરતાપૂર્વક જ બોલતો હતો. મેં હસીને ગમ્મત કરી ત્યારે એણે સ્વપ્નાની વાત કહી.

મેં કહ્યું: "પટેલ! કાંઈ ઘેલાં તો નથી થયા? સ્વપ્નાં કાયમ શું સાચાં પડે છે?"

પટેલ બોલ્યો: "દીકરા! સાચાં પડે છે; મારાં સાચાં પડ્યાં છે."

"છટ્! આ તો બાલિશપણા પેઠે તમારા મગજમાં કાંઈક ભૂસું ભરાયું છે. સમજુ માણસ જો આમ બોલે તો કેમ ચાલે?"

ડોસો વારંવાર એવી વાતો કરતો હતો કે જાણે બધો જ કારભાર છેલ્લી વારનો સંકેલી લેતો ન હોય! પણ મેં એનું કશું જ માન્યું નહિ. છેવટે એણે કહ્યું: "હું મારું બધું અંજીને આપવાનો છું. એને શેકુબાને હવાલે સોંપતો જવાનો છું. એ એને સાચવશે, એને પરણાવશે. તમે ધ્યાન રાખતા રેજો..." કહી ઊભો થઈ એ બહાર ચાલ્યો ગયો.

દિવસ આખો ફરી ફરીને એણે બધાને આ વાત કહી અને સહુની વિદાય માગી. આવી મૂર્ખાઈ પર કોણ વિશ્વાસ રાખે? ઘણાઓએ મજાક ઉડાવી; ડોસાની વાત કોઈએ માની નહિ. સાવ ભોળો શેક! છતાં એણે પણ કહ્યું: "ના ના! મરવા જેવી કઈ આફત તારા પર તૂટી પડી છે? હજુ પાંચ વરસ તને કાંઈ થવાનું નથી. ઘેર જા."

કોઈએ કાંઈ કહ્યું, કોઈએ મજાક કરી, ગમ્મત ઉડાવી, છતાં જેટલા જેટલા માણસો સાથે ડોસાનં સ્નેહ હતો એ બધાને મળવામાં પટેલ આખો દિવસ સઘળે ફર્યા કરતો હતો. આખરે સાંજ પડી, ઘેટાં સીમમાંથી પાછાં આવ્યાં ત્યારે કોઈ મને કહેવા આવ્યું:

"ચાલો, પટેલને ઝાડાઊલટી થાય છે."

દોડાદોડ હું પહોંચ્યો. ડોસાની પૂરી દુર્દશા થઈ રહી હતી. આંખો ઊંડી ઊતરી ગઈ હતી, મોં સુકાઈ ગયું હતું; એનાથી પૂરું બોલી પણ શકાતું નહોતું. હું પહોંચ્યો કે તુરત એ હોઠમાં જ બબડયો:

"ખોટું નથી, ભાઈ! મને તેડું આવ્યું છે."

મેં ધમકાવીને કહ્યું: "હટ્! કોઈનું તેડું નથી આવ્યું. કાલ સવાર સુધીમાં સાવ સાજા થઈ જશો."

ઘરગથ્થુ ઇલાજો શરૂ થયા. આ દે, પેલું પા, આ ચટાડ, પણ મધરાત થઈ છતાં કારી ફાવી નહિ, એટલે બધા હિંમત હારી ગયા. અંજી અને શેકુ રડવા લાગ્યાં. ડોસાનાં સગાંઓની આંખો સજળ બની. એ જોઈને, બધાંને રડતાં સાંભળીને પટેલે કહ્યું: "અલ્યા ભઈ! રોવો છો શા માટે? મારું બાકી શું રહ્યું છે? આવડા મોટા પંતસરકારે પણ મને 'કેમ છો પટેલ!' કહીને બોલાવ્યો'તો, મારા વાંસા પર હાથ મૂક્યો'તો. હવે મારે કશું જ બાકી નથી રહ્યું."

સૂર્યોદય થયો ત્યાં ડોસાના પ્રાણ ચાલ્યા ગ... હતા.

એક વૃદ્ધ માનવી જતાં વાડી સૂની બની ગઈ. મારી પીઠ થાબડનાર હવે કોઈ રહ્યું નથી, એવું અમસ્તું જ મને જણાવા લાગ્યું. એ નિશાળ, એ અખાડો, એ બધા પ્રત્યે મારા મનમાં ઉદાસીનતા જન્મી. ઘેર ગયા પછી આઠઆઠ દિવસ સુધી હું પાછો નિશાળમાં આવતો નહોતો.

## 18

કોઈ વાર નહિ તે શેકુની સહુથી બે વેંત ઊંચી બૈરી એક દિવસ મારી પાસે આવી. બપોરનો વખત હતો. જમીકરીને હું વાંચતો બેઠો હતો. શેકુની બૈરી આવીને સંકોચ પામી બારણા પાસે ઊભી રહી. હું સરખો થઈને બેઠો. એ બોલી : "માસ્તર ! શું ચાલે છે?"

મેં કહ્યું: "કશું નહિ. હમણાં જ જમ્યો, બેઠો બેઠો વાંચતો હતો. બેસો ને?"

મેં એમ કહ્યું એટલે એનો સંકોચ જરા ઓછો થયો. સાડલાને છેડે બાંધેલી શેર એક મગફળીનો એણે ઢગલો કર્યો અને બોલી: "આ શિંગો ખાવ; અમારા પાસે બીજું આપવા જેવું છે ય શું?"

"પણ માસ્તરને કાંઈક પણ આપવું જ જોઈએ એવું કયાં છે? બેસો ને?"

છતાં શેકુની ઘરવાળી બેઠી નહિ. એ કશુંક કહેવા માગે છે એ હું સમજી ગયો હતો. ઘરડો પટેલ મરતી વખતે અંજીને શેકુને હવાલે સોંપતો ગયો હતો; 'એને પરણાવી દેજો' કહેતો ગયો હતો. ડોસો મરી ગયો ત્યારથી અંજી શેકુને ઘેર રહેતી હતી. એને ત્યાં રહેવા લાગ્યા પછી અંજીએ શેકુને પકડમાં લીધો હતો. પાંત્રીશની ઉંમર વટાવી ગયેલો શેકુ અંજી પાછળ ગાંડો થયો હતો. એ અફવા મારે કાને પણ આવી હતી છતાં હું એ માનતો નહોતો. મને એમ લાગતું હતું કે કોઈએ આ અફવા વહેતી મૂકી છે. મારા મગજમાં એક એવો વિચાર ચમકી ગયો કે રખે આ બાઈ એ જ વાત કહેવા આવી હોય! પણ આવી ઘરની વાત પારકાને કોઈ કહે ખરું?

શેકુની બૈરી બેસતી પણ નહોતી તેમ કશું બોલતી પણ નહોતી. એથી મને અમૂંઝવણ થવા લાગી. મને જાતે થઈને પૂછવાનું કશું સૂઝતું નહોતું. આખરે એમ પૂછયું: "કાં? ખેડમોલાતના શા હાલહવાલ છે?"

એટલે શેકુની બૈરી ઉમરા નજીક ઊભંડક બેઠી અને મૂઠી વાળેલા હાથ ગાલે ટેકવી બોલી : "માસ્તર! મારા ધણીએ આવું કરવું જોર્યું?"

મેં પૂછ્યું: "કેમ, શું છે?"

ખરી વાત સઘળી મારી પાસે આવી ચૂકી હતી. પણ એ શી રીતે ઉચ્ચારાય? કાંઈ નહિ તો આ વાત ચારછ જણાંને કાને પહોંચી નથી એટલો સંતોષ તો એ બાઈને રહેત?"

એટલે નજર જમીન પર ઢાળી દઈ એ બોલી: "માસ્તર! મોટાઈની વાત સહુને કહેવી પણ અપમાન તો પોતાના મનમાં જ સાચવી રાખવું જોઈએ. પણ એમણે તો હદ જ છાંડી દીધી છે. એ આવી રીતે કરે એ સારું કહેવાય?"

મેં પૂછ્યું: "કેમ? કશી બોલાચાલી થઈ છે?"

"બોલાચાલી ન થાય તો થાય શું?" બીજી વાર પરણવાનું કે'છે!"

બનાવટી આશ્ચર્ય પ્રગટ કરી હું બોલ્યો: "કોણ, શેકુ? એને વળી આ અચાનક ક્યાંથી સૂઝ્યું?"

"અચાનક શાનું? પટેલ મરી ગયો. બિચારો સારો હતો. પણ એ મરતાં મરતાં મારા ઘરસંસારમાં બળતું ઊંબાડિયું નાખતો ગયો."

શેકુની ઘરવાળીનું ગળું રૂંધાયું. આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. છેડા વડે એ લૂછી નાખી એક ઘૂંટડો ગળે ઉતારી અવાજને ધીરો પાડી દઈ બોલી: "કાયમ પેલી છોકરીની પાછળ પાછળ જ રે'છે. એ ય તે જુવાન છોકરાવને બતાવે એવાં નખરાં એની સામે કરે છે. એ જોયા પછી મારાથી છાનાં શે રે'વાય? માની લ્યો કે છોકરીમાં અક્કલ નથી. પણ કેમ ન હોય? હવે એ નાં'તીધોતી તો થઈ છે. પણ શરમ નથી એમ કે'વું પડે. પણ તો એની વાંસે એમણે શા માટે ગાંડા થવું? લોકોની નંઈ પણ પંડની લાજ તો જોયેં ને? તમારા જેવા શું કે'? પેલા ડોસાએ તો એમને છોકરી સાચવવા આપી'તી; સારો મૂરતિયો જોઈ પરણાવી દેવાની હતી. લોકોની વાહવાહ લેવી જોઈતી'તી. એ પડતું મૂકીને પેલીની વાંસે ઘેલા થઈને ફરે છે; સાડલો લાવી દે, ચોળી લાવી દે! તમે જ બોલો, આ સારું કે'વાય?"

એટલે મેં બનાવટી આશ્ચર્ય વ્યક્ત કર્યું. ખોટો ગુસ્સો દાખવ્યો. "આ તો તમે પોતે જ કહો છો એટલે સાચું માનવું પડે. અમસ્તો શેકુ તો એવો છે કે મરનાને ય મેર ન કહે. એના હાથે આવો કામો થાય નહિ. પણ હવે તમે જ કહો છો તો સાચું માનવું પડે."

"હું ખોટું કેમ બોલું? આમાં એની એકલાની જ આબરૂ થોડી જાય છે? ગળા લગી ન આવે ત્યાં લગી કોઈ આવી વાત કરે?"

"ના ના, આ તો શેકુનું ગદ્ધાપણું કહેવાય. આજ સુધી કમાયેલી સારપ એ ખોવા બેઠો છે."

મારા આવા શબ્દોથી શેકુની બદનામી થઈ રહી છે એમ માનીને એ બાઈએ તુરત સ્પષ્ટતા કરી: "એમ તો છોકરીને બરબાદ કરવાનું એમના મનમાં ય નથી. એ તો એને પરણવાની વાત કરે છે."

"પણ પરણવાની આ કાંઈ રીત છે? અને પરણવાની જરૂર અત્યારે કેમ જણાઈ?"

"મારે પેટ શેર માટી પાકતી નથી એટલે છોકરા સારુ બધું કરે છે."

હું નિરુત્તર બન્યો. મારા ચહેરા ઉપર એ ભાવ દેખાયો. અને મારે જે કહેવું હતું તે એ ડાહી બાઈ જ બોલી: "મારે પેટ છોકરું નથી એ વાત તો સાચી છે. પણ તો અમારી એવી કઈ મિલકત પડી રે'વાની છે? અને ભાગ્યમાં હશે તો ભગવાન હજીય છોકરું દેશે. કેમ માસ્તર?"

મેં કહ્યું: "તો કોઈ બીજી છોકરી શોધીને સરખી રીતે એ પરણી જાય તો શું ખોટું?"

"શા માટે? બે જણાંનાં પેટ પણ પૂરાં ભરાતાં નથી. કેમ ચાલે છે તે તમે નથી જોતા? અને જે આવશે એની કૂખ ફાટશે જ એની શી ખાતરી? ભગવાનની મરજી હોય તો સૂકા ઠૂંઠાને પણ નવાં કૂંપળ આવે."

હું સાંભળ્યા કરતો હતો; વચ્ચે વચ્ચે બોલતો હતો. કપાળમાં કંકુના મોટા ચાંલ્લાવાળી આ જરઠ બાઈ બોલ્યા કરતી હતી. ધણીની જોડાજોડ એના જેટલું જ ખેતીનું કામ કરનારી, બળદની જોડાજોડ ખભો દઈ હળ ખેંચનારી આ બાઈ પતિના વર્તનથી કેવી મુશ્કેલીમાં આવી પડી હતી? અંજીનાં ઝટિયાં પકડીને એને ઘર બહાર કાઢી મૂકવાનું આ બાઈ માટે અશક્ય હતું ખરું? પણ એવું કશું કર્યા વિના આ બાઈ એક માસ્તરની સામે બેસીને દીન બનીને વાત કરતી હતી. એની આંખે આંસુ આવ્યાં હતાં; નસકોરાં થરથરતાં હતાં. જે વિચારો મારા મનમાં ઊઠતા હતા એ એના મનમાં પણ આવે એવો પૂરો સંભવ હતો. અંજીનો વાંક નથી; એ જુવાન થઈ છે. એનામાં સારાસાર વિચાર ન હોય. ગમે તેમ પણ શેકુ એના ભણી આકર્ષાય એ સ્વાભાવિક હતું. આખો મામલો એવો નાજુક હતો કે આમાં કાંટાનું બળ

નકામું હતું, એ વાત એ બાઈ સમજી ગઈ હતી. એ વિના એક પરાયા જણ પાસે એ આ રીતે પોતાનું મન ખાલી ન કરે.

હું વારે વારે કહેતો હતો : "શેકુનું આ વર્તન યોગ્ય નથી; એને એ સમજાવું જોઈએ."

આખરે શેકુની બૈરી બોલી : "માસ્તર ! હું તમારી પાસે એટલા માટે આવી'તી કે તમે ગામના એક ડા'યા માણસ છો, પંતસરકાર લગી તમારી ઓળખાણ છે. તમે એમને જરા દબાવો. જો જરીકે કોઈનું માનશે તો એ તમારું વેણ માનશે."

"પણ બાઈ ! આ બાબત ખાનગી રહી. હું કાંઈક કહેવા જાઉં અને 'તું કોણ મને પૂછનરો ?' એવું કાંઈક શેકુ બોલી જાય તો મારું માન શું રહે ?"

જવાબમાં હાથ લાંબા કરી શેકુની બૈરી બોલી : "રાખો રાખો; એ શું એવું બોલતા'તા ? તો ફટ કરતી હાથમાં બેડીઓ નો પડે ? એટલું તો એ બરાબર જાણે છે, હો !"

આમ વાતચીત ચાલતી હતી એટલામાં નિશાળનો ઘંટ વાગ્યો. આયબુ અને સના વગેરે છોકરાઓ પણ આવ્યા એટલે શેકુની બૈરી ઊભી થઈ. "બેસો ત્યારે, હું જાઉં છું."

બાઈ ચાલી ગઈ. મગફળીનો ઢગલો એમ ને એમ પડ્યો હતો. એ જોઈ આયબુએ પૂછ્યું : "માસ્તર ! નાની શું મગફળી લાવી'તી ?"

"હા, કેમ ?"

"કશું નહિ. આજ સુધી કદી આવી નો'તી; મને થયું કે આજે જ કેમ આવી હશે ?"

આયબુ આટલા શબ્દો જ બોલ્યો, પણ એ શું કહેવા માગે છે તે હું સમજી ગયો. મગફળી ઉપાડીને એણે ઠેકાણે મૂકી, કમાડ ખેંચી બારણું બંધ કર્યું, હું નિશાળ ભણી ચાલી નીકળ્યો; ત્યારે એમ પણ લાગ્યું કે કદાચ આયબુ આમાંથી કશું જાણતો નહિ હોય. એણે સહેજે એમ કહ્યું હશે અને મેં મનથી એનો અર્થ ગોઠવ્યો હશે.

એ પછી જતાં-આવતાં રસ્તામાં શેકુ બેચાર વખત મળ્યો પણ રોજની પેઠે મારી સામે જોઈ એ હસતો નહોતો. "કેમ માસ્તર ! શું ચાલે છે ?" એમ એણે પૂછ્યું પણ નહિ. દૂરથી મને દેખતાં જ એ નીચું જોઈ મારી બાજુમાંથી ઝડપથી પસાર થઈ જતો. એના આવા અતડા વર્તનને લીધે મનમાં આવ્યા છતાં અંજીની બાબ-

તમાં એને કશું પૂછવાની મારી હિંમત ન ચાલી. અંજી-શેકુની બાબતમાં ગામમાં ચાલની ગુસપુસ વાતો જોર પકડવા લાગી. બંને જણાં બકરાં ચારવા રોજ સાથે સાથે જાય છે; રસ્તે ચાલતાં ચાલતાં પણ અંજી શેકુને ઘસાઈને ચાલે છે; આજે બંને જણાં નાળાને કાંઠે આવેલ નગોડનાં ઝાડો વચ્ચે દેખાયાં હતાં; કાલે માવલી માતાના મંદિરમાં બંને જણાંએ સોગન લીધા છે; અંજીએ માતાની ચોળીના સોગન લઈને શેકુને દગો ન દેવાના શપથ લીધા છે; બે દિવસ પહેલાં શેકુએ બકરીઓ વેચીને અંજી માટે તોડા કરાવવા નાખ્યા છે; વગેરે અનેક વાતો સંભળાતી. શેકુના પ્રેમનો આ કિસ્સો જુવાન છોકરાઓ માટે મજાકનો વિષય બની ગયો. સમજુ માણસોમાં એ તિરસ્કારની ઘટના ગણાઈ.

ત્યાર પછી એક દહાડો શેકુ અને એની બૈરી વચ્ચે સખત ઝઘડો થયો. શું થયું તે જણાયું નહિ કેમકે બંને જણાં અરધી રાત્રે ઘરમાં જ ઝઘડયાં હતાં, અને સવારમાં ઘરવાળીએ ગામમાં ને ગામમાં જ જુદા રહેવા માંડયું. ધૂળા ભરવાડના ઘર નજીકની કોઢ ખાલી હતી; એમાં ચૂલો માંડીને બાઈ જુદી રહેવા લાગી; ખેતીમાં જરા પણ ધ્યાન આપ્યા વગર છૂટક મજૂરી કરી પેટ ભરવા લાગી. એણે શેકુનું નામ લેવાનું મૂકી દીધું.

અંજી અને શેકુ સાથે રહેવા લાગ્યાં. શેકુ લગન કરવાની તૈયારીમાં પડયો. ઘેટાં-બકરાં વેચી દઈને એણે નગદ નાણું ભેગું કર્યું; અનાજ વગેરે ભર્યું.

શેકુનું ખેતર ગામથી સહેજ દૂર હતું. એના ખેતરની અડોઅડ જે વાડી હતી તે પેડશી ગામની હદમાં હતી. એ વાડીમાં ખાતર નિમિત્તે ઘેટાં બેસારવાનું શરૂ થયું. વાડીના માલિકે બીજા ગામના ભરવાડોને બોલાવ્યા હતા. એ બેત્રણ જવાન ભરવાડો રાત આખી ભજન ગાતા, તાપણું કરી તાપતા અને વાડીમાં બેસી રહેતા. તાલમાં ગવાતાં એમનાં એ ભજનો અંજી પોતાના ખેતરમાં સૂતાં સૂતાં સાંભળતી.

એક દિવસ બરાબર બપોરને વખતે એ પૈકીનો એક જવાન સાંધના પાળા પરના બાવળના ઝાડ પર ચડયો અને બાવળનાં ડાળાં-પાંદડાં ખંખેરવા લાગ્યો. એનાં ઘેટાં નીચે એકઠાં થઈ ગયાં અને કાંટાનો ભાગ સાચવીને ચપ ચપ પાંદડાં ચરવા લાગ્યાં; બાવળના લીલા પરડા ખાવા લાગ્યાં.

એ વખતે ઝડપથી અંજી પાસે ગઈ અને નીચે ઊભી રહી બાવળ પર ચડેલા જવાનને કહેવા લાગી: "અલ્યા કોણ એ પાંદડાં ખંખેરે છે?"

ઉપર બેઠેલા ભરવાડ જુવાને નીચે જોઈ કહ્યું: "કેમ અલી; તારું શું જાય છે?"

એણે 'કેમ અલી' કહેતાં જ અંજીએ રોમાંચ અનુભવ્યો. એટલામાં તો બાવળનાં પીળાં ફૂલ ટપોટપ એના શરીર ઉપર પડયાં અને એની પાછળ જ જુવાન ભરવાડ પણ નીચે કૂદી પડયો. રંગે શાહી જેવો કાળો, સુંદર નાકવાળો એ જુવાન ભરવાડ અંજીની સામે રુઆબભેર ઊભો રહ્યો. અંજી એની આંખો સામે આંખ માંડવાની હિંમત કરી ન શકી. એની છાતી વેગભેર ઊંચીનીચી થવા લાગી. આજુબાજુ કોઈ હતું નહિ. બાવળના છાંયામાં ઘેટાં પરડા અને પાંદડાં ખાતાં હતાં અને એ તગડો જુવાન ગાલમાં ને ગાલમાં હસતો અંજી સામે ઊભો હતો.

થોડી વારે એ બોલ્યો: "મહેમાનને આમ ઠપકો ન અપાય. આ ખેતર તારું છે?"

નીચું જોઈ રાખીને જ પણ ઠસ્સાથી અંજીએ જવાબ આપ્યો: "ખેતર મારું હોયા વિના જ હું બોલીતી હોઈશ?"

જુવાને કહ્યું: "સરસ જામેલા બાવળને જોઈને ખંખેરવાનું મન થયું." અને એમ કહી એણે ધીટાઈથી અંજીનો હાથ પકડયો. અંજીએ કશી ચીસ પાડી નહિ કે ગુસ્સો પણ ન દાખવ્યો. એણે સહેજ મહેનત કરી પણ જુવાન ભરવાડના હાથમાંથી પોતાનો હાથ છોડાવી શકી નહિ.

પછી એની આંખમાં આંખ પરોવી અંજી આજીજી સાથે બોલી: "મારો હાથ છોડી દે. જો મારી બંગડી નંદવાઈ ગઈ!"

"નહિ છોડું! શું કરીશ?"

"એમ? આ તો તારી ભારે જબરદસ્તી! મારો હાથ છોડી દે." પણ જુવાન તો માત્ર હસતો જ રહ્યો.

ચારપાંચ દિવસ ઘેટાંને ખેતરમાં બેસાડયાં પછી બદલામાં મળેલી જુવાર લઈને જુવાન ઘેટાં હાંકતો હાંકતો પોતાને ગામ પાછો ગયો ત્યારે અંજીને પણ એ સાથે લેતો ગયો; એ પણ એની સાથે ચાલી ગઈ. શેકુને એણે કશું કહ્યું પણ નહિ. માવલી માતાની ચોળીના લીધેલા શપથ તોડીને અંજીએ બીજો દાદલો શોધ્યો.

એ પછી અઠવાડિયા-પંદર દિવસે ઢગલો એક ગાજર લઈને શેકુની બૈરી મારે ત્યાં આવી. એનું મોં હસતું હતું. જમીન ઉપર ગાજરનો ઢગલો કરી એ બોલી: "માસ્તર! અમારું ગાંડિયું પાછું આવી ગયું છે!"

## 19

પછી માવલી માતાનો મેળો આવ્યો. બનગરવાડીમાં આ મેળો વરસોવરસ ભરાતો. ગામથી એક માઈલ દૂર એક નાનો ટેકરો હતો. એના પર ગામડામાં હોય એવી એક સાદી દેરી હતી; એમાં માવલી માતાની સ્થાપના કરેલી હતી. ચોમેર ખડકો જ ખડકો, ફૂટ બે ફૂટ ઊંચી આવળનાં ઝુંડ અને એકાદ કેરડાનું સૂકું ઝાડ; એ સિવાય ત્યાં બીજું કાંઈ નથી. આ દેવી ભરવાડોની માનતા પૂરી કરતી. આટલા દિવસો સુધી દેવી એક સાદી દેરીમાં રહી હતી; ગામલોકોએ એક નાનકડું મંદિર પણ કેમ નહોતું બંધાવ્યું? મંદિર બંધાવવાની કોશિશ થયેલી પણ માતાજીએ પૂજારીને સ્વપ્નમાં આવી કહ્યું હતું: "મંદિર બંધાવશો નહિ; હું જેમ છું તેમ જ આનંદમાં છું."

મેળો આવ્યો એટલે સારાં સારાં કપડાં પહેરી આખી વાડી એ નિર્જન સ્થાન પર એકઠી થઈ. આસપાસનાં કેટલાંએક ગામોના શ્રદ્ધાળુ લોકો પણ આવ્યા. આશરે સો-દોઢસો માણસ જમા થઈ ગયું. પૂજારીએ પૂજા કરી, લોકોના કપાળે ગુલાલની આશકા કરી.

ગામની સાથે ઝઘડો કરી રહેલો બાળા ભરવાડ પણ મેળામાં આવ્યો હતો. બૈરી-છોકરાંને લઈને સામે ચાલીને આવ્યો હતો. એને જોતાં જ વાડીના લોકો અંદરોઅંદર ગુસપુસ કરવા લાગ્યા. "એને રોકો; માતાજી પાસે એને જવા ન દેશો"ની બૂમો ઊઠી. છતાં કશાની પરવા કર્યા વિના બાળા ભરવાડ દેવી પાસે પહોંચ્યો, પગે લાગ્યો અને પ્રસાદીના ગુલાલની કપાળે આશકા કરવા સારુ એણે પૂજારી સામે માથું ધર્યું. પૂજારીએ કહ્યું: "તું ગામની જમાતને માનતો નથી; તને હું આશકા નહિ કરું."

બાળા શરીરે હૃષ્ટપુષ્ટ આદમી હતો પણ પૂજારીએ માતાજીની આશકા નહિ

કરું એમ કહેતાં જ એ ટરી ગયો. લોકો તરફ મોં ફેરવીને એ ઊભો રહ્યો. છેલ્લા ઘણા મહિનાથી એણે ઘણી ઘણી મુશ્કેલીઓ સહી હતી. ગામનો કોઈ પણ માણસ એની જોડે વાત કરતો નહિ. કોઈ મહારોગીની પેઠે બાળા ભરવાડને લોકોએ દૂર ને દૂર રાખ્યો હતો. આજે એની હદ થઈ ગઈ. દેવીની પ્રસાદી પણ એને મળી નહિ. લોકોની અટકાયતને નહિ ગણકારનારો બાળા આ ઉપેક્ષાથી હિંમત હારી ગયો. ધોતિયાની પાટલી ફરરર કરતી ઉખેળી એણે ગાયના લોકો સામે પાથરી અને જોર જોરથી બૂમો પાડી કહેવા લાગ્યો: "હું ગામજમાત પાસે ખોળો પાથરું છું. મારી ભૂલ થઈ છે; મને માફ કરો. મને તમારા ભેગો લઈ લ્યો, મારે કપાળે માતાજીની આશકા કરવાની રજા આપો. તમે મારું ઝાડ લઈ લ્યો, ઘર લઈ લ્યો, મારો જીવ પણ લઈ લ્યો; પણ મને હવે આમ વેગળો વેગળો ન રાખો."

બોલતાં બોલતાં એનો કઠોર અવાજ કંપવા લાગ્યો. એની આંખોમાંથી આંસુની ધાર ચાલી. આવડો મોટો માનવસમૂહ પણ ઘડીભર ચુપ થઈ ગયો.

અને પછી રામાના ઘરડા પિતા કાકુબાએ ગામને કહ્યું: "ભાઈઓ! છોકરું ખોળામાં પેસાબ કરે એથી શું જાંગ કાપી નખાય છે? અલ્યા પૂજારી! બાળાને કપાળે માતાજીની પ્રસાદીનો ગુલાલ ચોપડ."

લોકોમાં જરા ગુસપુસ ચાલી. પછી બધા બોલ્યા: "ચોપડો, ચોપડો!" એટલે પૂજારીએ ઊભા થઈ ગામની સામે ખોળો પાથરીને ઊભેલા એ બાળાના કપાળમાં ગુલાલની આશકા કરી કહ્યું: "માવલી માતાની જે."

સામેથી લોકોએ 'માતાજીની જે' બોલાવી, ગુલાલ ઉડાડ્યો; મૂઠા ભરી ભરીને ગુલાલ ઉડાડ્યો. શકરિયાં અને ગાજર ઉછાળ્યાં; ઉછાળાયેલી એ પ્રસાદી લૂંટવા લોકોનાં ટોળાં નીચાં વળ્યાં, ધક્કાધક્કી થઈ, શોર મચી ગયો.

ઢોલીએ ઢોલ વગાડ્યો, શરણાઈ વાગી, અને વરસોવરસ પ્રમાણે ધૂળા બનગરની સિરમાં માતા આવી, 'હુ હુ ઊ — હુ હુ ઊ' કરી એ ધૂણવા લાગ્યો, શરીરને ઘુમાવવા લાગ્યો. ઢોલીએ ઢોલની ગતિ વધારી તેમ તેમ ધૂળો વધારે વધારે ધૂણવા લાગ્યો. એણે ઓઢેલો કામળો ફેંકી દીધો, માથા પરથી ફેંટો ઉતારી નાખ્યો અને અરધો ઉઘાડો થયેલો ભરવાડ ઊભો થઈ ધૂણવા લાગ્યો. પૂજારીએ એને કપાળે ગુલાલની મોટી પિયળ તાણી; શાહી જેવા કાળા કપાળે લાલચોળ ગુલાલ ચોપડ્યો.

પરસેવા સાથે નીતરતો નીતરતો ગુલાલ નાક ઉપર આવ્યો અને એમ ધૂળો ભરવાડ વધારે વધારે ધૂણવા ને નાચવા-કૂદવા લાગ્યો.

"એ માતાજી આવ્યાં! માતાજી આવ્યાં!" કહેતા ભરવાડો એની આસપાસ એકઠા થઈ ગયા.

પછી શેકુએ પૂછ્યું: "માતાજી! આ વરસે વરસાદપાણી થયાં નથી. અમારી શી ભૂલ થઈ છે?"

માતાજીએ ધૂણતાં ધૂણતાં જવાબ આપ્યો: "પાપ બહુ થયું છે, લુચ્ચાઈ વધી પડી છે, એટલે વરસાદ રિસાઈ ગયો છે."

"પણ માતાજી! વરસાદ રિસાઈ જશે તો ઘેટાં શું ખાશે? અમે બધા કેમ જીવશું?"

આંખો બંધ રાખીને જ માતાજીએ જવાબ આપ્યો: "મારો મેળો સરખી રીતે જમાવો ..., મને નિવેદ શ્રીફળ ધરો ... બધાં રૂડાં વાનાં થશે."

"વરસાદ થશે?"

"હા; થશે."

"પણ માતાજી! કયારે થશે? મૃગ ગયા; આખી દુનિયામાં પાણી પડ્યું પણ વાડી માથે એક વાદળી ય દેખાઈ નથી."

"અલ્યા ભઈ! તમને પાઠ મળે એટલા માટે આમ થયું છે; પણ હવે વરસાદ થશે; હવે પછીનાં નખેતર સારાં વરસશે."

શેકુએ પોતાના ગાલ પર તમાચા મારી લીધા; પછી બોલ્યો: "માતાજી! ભૂલ-ચૂક માફ કરજો. 'તમારો મેળો સારી રીતે ભરશું, નિવેદ કરશું, નાળિયેર વધેરશું; બધું કબૂલ કરિયેં છિયેં.' એમ કહી એણે ધૂળાના પગે માથું મૂક્યું.

પછી ધૂળાના શરીરમાંથી દેવી અદશ્ય થઈ ગયાં, એટલે ધબ દઈને એ બેસી પડ્યો.

પછી લોકોનો મેળો ભરાયો. દર વરસની માફક દેવીને બકરાનું બલિદાન દેવાણું. આયબુએ છરો ચલાવ્યો, શેકુએ માતાજીને લોહી ચડાવ્યું, સામે પ્રસાદ ધર્યો. પછી કાપવાનું કામ ચાલ્યું. ચારે તરફ લોકો એકઠા થઈ ગયા. નાનાંમોટાં બાળકો ભીડ કરી જોવા લાગ્યાં. એટલે આયબુએ બધાને દમ મારી કહ્યું: "હવે બધા ઘેર જાવ. રોટલા લઈને જમવા માટે હાજર થઈ જજો. રોટલા સહુએ ઘેરથી લાવવાના

છે, ને અહીં આવીને ખાવાના છે. હા, અહીંથી તરકારી મળશે. બનગરવાડી ઘેટાં આપી શકે; જુવાર કયાંથી કાઢે?"

ધીરે ધીરે લોકો ચાલ્યા ગયા. કેટલાએક ખાસ માણસો ત્યાં રોકાયા. એમણે લાંબી ચૂલ ખોદી, અંદર અગ્નિ પેટાવ્યો ને ઉપર હાંડો ચડાવ્યો. બેત્રણ બકરાનું માંસ હાંડામાં ચડવા લાગ્યું. એની ગંધ ચોપાસ પથરાઈ.

ચાંદની નીકળી. મશાલો સળગી. લોટાઓ, નાની નાની કથરોટો અને રોટલા લઈને ભરવાડો હાજર થયા. પગંતો બેઠી. ટેકો રાખીને ગોઠવેલી કથરોટોમાં ગરમાગરમ અને અસાધારણ તીખું શાક – તરકારી પીરસવામાં આવ્યું. માતાજીની જે બોલાવાઈ. લોકો શાક અને રોટલા પર તૂટી પડયા. જોરજોરથી સબડકા બોલાવવા લાગ્યા. એ તીખા તરકારીથી એમનાં મોં બળવા લાગ્યાં. નાકે પાણી આવી ગયાં.

## 20

માવલી માતાએ અભયદાન દીધું પણ એક પછી એક નક્ષત્રો પસાર થયા છતાં બનગરવાડી પર પાણીનું એક ટીપું ય પડયુ નહિ, તપેલી જમીનો ઠંડી ન થઈ. ઝાડઝાંખરાં સૂકાંભટ થઈ ગયાં. ભૂખ્યાં ઘેટાંઓએ સીમમાંનાં તખણલેતણખલાં વીણી ખાધાં. જમીન તપી ગઈ. વંટોળ ચડવા લાગ્યો. કૂવાનાં પાણી સુકાઈ ગયાં. વાડીનો ઝરો પણ સુકાઈ ગયો. કીચડથી ડહોળું થયેલું પાણી કાચલી વડે ભરવાડણો ઉલેચતી હતી છતાં માટલી ભરાતી નહોતી વહેલી સવારે તેમ જ ખરેખર બપોરે પાણી માટે લોકો ઝરા પર ભીડ કરવા લાગ્યા. સાંજે ચકલાં-પંખીઓને પણ પીવા સારુ પાણી મળતું નહોતું. આખી રાત ઝમીઝમીને વહેલી સવારે જે થોડું પાણી એકઠું થયું હતું એ ભરી લેવા સારુ મળસ્કે ઊઠીને બૈરાંઓ ઝરા પર પહોંચી જતાં. કૂકડો બોલે તે પહેલાં જ માણસો જાગી જઈને પાણી માટે ઝઘડો કરવા લાગતા.

ઘેટાંબકરાં દૂબળાં પડયાં. એમનાં પાંસળાં દેખાવા લાગ્યાં, અને શરીરે રીંછના જેવા વાળ વધી પડવાથી એ ગંદાં દેખાવા લાગ્યાં. ઊન કાતરી લીધા પછી વાળહીન

બનેલાં ઘેટાં ખૂબ ખૂબ દૂબળાં-પાતળાં બની ગયાં. એમની ચરબી સાવ ઘટી ગઈ. છપ્પર પરનાં જૂનાં સડેલાં ઘાસપાંદડાં કાઢીને લોકો ઘેટાંબકરાંને નીરવા લાગ્યા. પાણી માટે ઘેટાંને દૂર દૂર સુધી લઈ જવા પડતાં હતાં. ચકલાં, કાગડા, હોલાં દેખાતાં બંધ થયાં. ભૂખ્યાં ડાંસ બનેલા ખેતરના ઉંદરો ગામમાં પેઠા અને લોકોને હેરાનપરેશાન કરવા લાગ્યા. ભરવાડોના કામળા એમણે કાપી ખાધા. લોટની વાસને કારણે સૂપડાં કાપી નાખ્યાં. ટોપલાઓ કાપી નાખ્યા.

લોકોના મોં પરથી તેજ ઊડી ગયાં. એમની આંખોમાં ભૂખ ડોકાવા લાગી. ઘરમાં સાચવી રાખેલાં અનાજ ઓછાં થયાં એટલે રૂપિયો બે રૂપિયા લઈ તેઓ બજારમાં પહોંચવા લાગ્યા. જેઓ મજૂરી પર જીવતા હતા એમણે ઉપવાસ કરવા માંડવા. રામોશીઓની દશા ભારે ખરાબ થઈ. એમના ઘરમાં બબ્બે દિવસ સુધી તાવડી પોરો લેવા લાગી. અખાડામાં આવનારા છોકરાઓ અનાજની શોધમાં દૂરદૂર જવા લાગ્યા. નિશાળમાં ભણવા આવનારા છોકરાઓ અનાજ સારુ આસપાસનાં ગામડાંઓમાં આંટાફેરા કરવા લાગ્યા. અખાડો નિર્જન બની ગયો, નિશાળ નિર્જન બની ગઈ. સહુ અનાજ મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. આખો જિલ્લો દુકાળના પંજામાં સપડાયો. આ ક્ષેત્રને ગળથૂથીમાં મળેલો દુકાળ આવી લાગ્યો હતો.

લોકો હિંમત હારી ગયા. રામા બનગરના ચહેરા પરથી નૂર ઊડી ગયું. નિશાળમાં રોજ આવનારાઓના આંટાફેરા અનિયમિત થઈ ગયા; બબ્બે-ચારચાર દિવસ એના વિના સૂના વહી જવા લાગ્યા. એ આવે તો પણ હવે એના મોંમાંથી દુકાળ વિના બીજી વાત નીકળતી નહોતી.

"માસ્તર! એની એક એવી વાત કહેવાય છે કે રામ-લખમણ ભગવાનનું નામ લેતા લેતા ફરવા નીકળ્યા. ફરતા ફરતા આપણા ભાગમાં આવ્યા. બપોર થયા એટલે રામઘાટ પર છાંયો દેખી બંને ભાઈઓ ખાવા બેઠા, ત્યાં વરસાદ આવ્યો. જોરદાર વરસાદ પડ્યો. ખાવાની ચીજો પર પાણી ટપકવા લાગ્યું. રામને ગુસ્સો ચડ્યો એટલે એમણે એક બાણ મારી વરસાદને સીધો બાલાઘાટ ભણી નસાડી મૂક્યો. ત્યારથી આપણા દેશમાં વરસાદ વરસતો જ અટકી ગયો તે હજી પણ આવતો નથી. તમે જોશો તો ઊંચા ઘાટમાં વરસાદ પડે છે અને આપણે માથેથી વાદળાં ચાલ્યાં જ જાય છે. અહીંથી જઈ જઈને એ વરસે છે ઊંચા બાલાઘાટમાં."

વાત સાચી હતી. બરાબર વચ્ચેનો આ પટ્ટો જ વરસાદની મહેરનજર વિનાનો રહી જતો હતો.

ખાવાનું મળવાના સાંસા પડવાથી ઘેટાં દૂબળાં પડી ગયાં; એમના એ દૂબળા દેહો પર જાતજાતના રોગોના હુમલા થવા લાગ્યા. બળિયાના વા આવ્યા અને ઘેટાંનાં મોં પર બળિયા નીકળ્યા. તાવ આવવાને કારણે એ ઊભાં પણ થઈ શકતાં નહોતાં કરુણાભીખતી આંખે તેઓ આસપાસ જોયા કરતાં, એમ ને એમ બેસી રહેવા લાગ્યાં. કેટલાંકોને સનેપાત ઊપડયો અને એમનાં માથાં ફરી ગયાં. એ ગાંડાં ઘેટાં ખુદ પોતાની ફરતાં જ ચક્કર ચક્કર ફરવા લાગ્યાં અને એમ ફરતાં ફરતાં ભોંયં પર પટકાઈ પડયાં, મરી ગયાં. કેટલાંકોના પગ લંગડા થઈ ગયા અને એ ઢસડતાં ઢસડતાં તેઓ ચાલવા લાગ્યાં. લોકો કહેવા લાગ્યા કે હોલાની એમને ઝપટ લાગી છે; રાતો હોલો એની પીઠ પર બેઠો અને ઊડતી વખતે એને પાંખ મારતો ગયો, એથી એ જખમી ઘેટું કમરથી નીચેના ભાગમાં લૂલું થઈ ગયું. કેટલાંકોને નાકનો રોગ થયો; એમનાં નાક ચૂવા લાગ્યાં. કાગડાઓ ત્યાં ચાંચો મારવા લાગ્યા. ભરવાડો કાગડાઓને ગલોલથી મારીને એમને પાછલા વાડામાં લટકાવવા લાગ્યા. ઘેટાં લંગડવા લાગ્યાં. કોઈ પણ ચીજને મોં અડાડતાં અટકી ગયાં.

આ બધા રોગોથી જોકે ઘેટાં બહુ મોટી સંખ્યામાં મર્યાં નહિ, પણ મહામારીનો રોગ આવ્યો ને ઘેટાં પટોપટ મરવા લાગ્યાં.

એ રોગ બિરા ભરવાડનાં ઘેટાંઓમાં દાખલ થયો. એકાએક બેઠાંબેઠાં જ ઘેટાંઓને પાતળા ઝાડા થવા લાગ્યા. વાડામાં ચોમેર ગંદકી જ ગંદકી થઈ ગઈ. એ ગંદવાડમાં ઘેટાંનાં શરીરો રગદોળાયાં. માખીઓ બણબણવા લાગી, અને ઘેટાંઓ ધડોધડ મરી જવા લાગ્યાં. રોજ સવારમાં પાંચદશ લાસો પડી જ હોય. બિચારો સતો એ બધાંને ઢસરડીને ગામ બહાર નાખી આવવા લાગ્યો. ચામડાની કિંમત ખૂબ ઊતરી ગઈ. આસપાસના ગામના ચમારો આવીને દરેક ચામડાના ચાર કે છ આના આપીને ખરીદી જવા લાગ્યા. શરૂઆતમાં એ લોકોનાં છોકરાંઓ મરી ગયેલ ઘેટાંઓને ખેંચી જતાં, પણ પાછળથી એમને પણ સૂગ ચડી. ચામડાં ઉતારી લીધેલાં ઘેટાંનાં મડદાં સીમમાં એમ ને એમ પડી રહેવા લાગ્યાં. દૂર દૂરથી ગીધ ઊતરી પડયાં. શરૂ શરૂમાં ગામનાં કૂતરાં એ પંખીઓ પર દોડી જતાં, પણ પછી પંખીઓ અને કૂતરાં સાથે સાથે રહી માંસ ખાવા લાગ્યાં. વાડી પાસેના વડલા પર ગીધોએ પોતાની છાવણી જમાવી. મોટા શરીરવાળાં એ પંખીઓ આખો દિવસ ઘેટાંઓનું માંસ ખાઈ ખાઈને સાંજે વડલાની ડાળીઓ પર હગાર કરી એમને સફેદ બનાવવા લાગ્યાં.

અઠવાડિયામાં તો બિરા ભરવાડનું બસો ઘેટાંનું આખેઆખું ટોળું છેક ખલાસ થઈ ગયું. બિરાએ નસીબને દોષ દીધો. માનતાઓ માની. મનથી એ ખૂબ જ બેચેન બની ગયો. પોતાનાં વહાલાં ઘેટાંને મરતાં જોઈ સતા રોકકળ કરવા લાગ્યો; પણ જે થવાનું હતું તે થયું જ. બિરા ભરવાડ મનથી ભાંગી પડયો. એનું આખું ટોળું ખલાસ થઈ ગયું.

લોકો ભૂખ્યા રહેવા લાગ્યા. બન્યું ત્યાં સુધી એમણે વેચાતી નીરણ લાવીને ઢોરોને નીરી, મોંમાંથી કોળિયો કાઢીને એમણે કણકીનાં ભૂસાં ખવરાવ્યાં. પણ પછી નભે તેમ રહ્યું નહિ. ભૂખને લીધે સાવ કમજોર બનીને ગમાણના ખીલા પાસે જ બેસી પડી ઢોર કરુણાજનક નજરે જોઈ રહ્યાં; ઢોરોની એ બેહાલી જોઈ શકાતી નહોતી.

અગાઉથી ચાલ્યો આવતો દારૂ બનાવવાનો ધંધો રામોશીઓએ ચાલુ કર્યો. પણ દારૂ માટે ઘરાક મળતાં નહોતાં. વાંગીની એ બૈરીને ભગાડનારો પેલો તગડો જગન્યા રામોશી ભૂખને કારણે દારૂ પીવા લાગ્યો; એની તમામ ચરબી સુકાઈ ગઈ. આખરે થાકી કંટાળીને પોતે એકલો ત્રીશપાંત્રીશ માઈલ ખૂંદીને ઠેઠ મહૂદ ગામે ગયો. એના જેવા કંઈક ત્યાં પહોંચ્યા હતા. ગામના ખેડૂતોએ એમને ખેતરોમાં નીંદવાનું કામ સોંપ્યું. આવી ચડેલા આ લોકો ક્યારે ચાલ્યા જાય એનું ઠેકાણું નહિ એમ ગણીને ત્રણ દિવસ પછી કામ પૂરું થાય ત્યારે મજૂરી ચૂકવવાનું ખેડૂતોએ નક્કી કર્યું અને આ લોકો કામે લાગ્યા. ધોતિયા વડે પેટને કચકચાવીને બાંધી રાખી જગન્યા રામો-શીએ ત્રણ દહાડા કામ કર્યું; ભૂખની ગ્લાનિમાં જ દાતરડું ચલાવ્યા કર્યું અને ઊગેલા ઘાસની વચ્ચે જ ત્રીજે દિવસે એ જે ગબડી પડયો તે પાછો ઊઠવા જ પામ્યો નહિ.

ભૂખને લીધે સાવ કમજોર બનેલા બળદને ખેંચતો ખેંચતો ગામ બહાર લઈ જતો શેકુ મને રસ્તામાં મળ્યો. મેં પૂછ્યું: "શેકુ, ક્યાં જવું છે?"

શેકુ ઊભો રહી ગયો. પછી બોલ્યો: "હવે નભી શકાય એવું રહ્યું નથી, માસ્તર! બજારે જઈને બળદ વેચી નાખું છું. જ્યાં જશે ત્યાં પેટ ભરીને નીરણ તો પામશે!"

બજારેથી સાંજે શેકુ પાછો આવ્યો; બળદ પણ સાથે જ હતો. વાટ જોતી ઘર-વાળીએ પૂછ્યું: "કેમ, વેચાયો નંઈ?"

ખિન્ન વદને માથું ધુણાવી શેકુએ જવાબ આપ્યો: "ઘરાક મળ્યું જ નંઈ.

કસાઈએ સાત રૂપિયે માગ્યો. એની છરી ખાઈને મરવાને બદલે આપણે બારણે મરે તો શું ખોટું?"

ઘેટાં વેચીને અનાજ લાવવા માટે લોકો દૂર દૂરની બજારોમાં જવા લાગ્યા. ચાર-ચાર ઘેટાં વેચીને મણ અરધો મણ જુવાર લેવા લાગ્યા. એ જુવારના રોટલા એમને ગળે ઊતરતા નહોતા. જેઓ શરૂઆતમાં ગયા એમનાં ઘેટાં વેચાયાં. પણ જેઓ પાછળથી ગયા તેઓ ખાલી હાથે પાછા આવ્યા. કોઈ પણ બજારમાં ઘેટાં ખરીદનારું કોઈ મળતું નહોતું. ખરીદનાર પણ એને લઈને શું ખવરાવે? સાવ સુક્લકડી થઈ ગયેલો આનંદા એક દહાડો આવીને બોલ્યો: "માસ્તર! હવે જીવતા રહેવાની આશાએ બહાર જાઉં છું."

માસ્તર શો જવાબ આપે?

"ક્યાં જઈશ?"

"મારગ જડશે એ ગામ જઈશ. જ્યાં કાંઈક મોલપાણી હશે ત્યાં મજૂરી કરીશ. ગુજારો કરીશ. જીવતો રહીશ તો પાછો આવીશ."

થોડી વાર અટક્યો. પછી બોલ્યો: "માસ્તર! ચુગલીખોરને મેં અને આયબુએ મેગા થઈને ફટકાર્યો'તો. તમને ખૂબ હેરાન કરવા માંડ્યો એટલે મારવો પડ્યો."

"શી વાત કરે છે?"

"મારા ગળાના સોગન."

"પણ એ રાતે આયબુ તો મારી પાસે સૂતો હતો!"

"મારી આવીને છાનોમાનો સૂઈ ગયેલો."

"એમ?"

આટલી વાત કબૂલ કરી આનંદા ચાલ્યો ગયો.

બારણાં વાસીને બધા રામોશીઓ ગામ છોડીને બીજે જવા નીકળ્યા. એ પંદર-માણસો ગાંસડાંપોટલાં માથે લઈને વારેવારે પાછું વાળી જોતાં, જીવતા રહેવાની આશાએ ગામ છોડીને જતા હતા. એમનાં બકરાં એમની સાથે હતાં; ખભે બાળકોને તેડ્યાં હતાં. ઘરડાંબૂઢાં, બૈરાંછોકરાં, બધાં સાથે હતાં. કોઈ શિકારીના સાથીદારો પેઠે એ રામોશીઓ પગ ઘસતા, ગરમ થયેલી ધૂળમાં રસ્તો ખૂંદતા અનાજ શોધવા નીકળી પડ્યા. વાડીનો રામોશીવાડો ખાલી થઈ ગયો.

પછી ધીરેધીરે ઘેટાંઓનું ટોળું હાંકતા હાંકતા ભરવાડો ચાલ્યા. લાંબા લાંબા વાળવાળાં એમનાં કૂતરાં એમની પાછળ ગયાં. જેમના ઉપર ભરવાડો જીવતા હતા એ એમનાં ઘેટાં ભૂખે મરવા લાગ્યાં એટલે કાળજા કઠણ કરીને જુવાન ભરવાડોએ ગામ તજી દીધું. એમની પાછળ ઘરનાં બીજાં માણસો પણ ગયા. દુકાળથી ઘેરાયેલા મુલકને ઓળંગીને એમને પેલે પાર જવાનું હતું. એ જગ્યા પછી ગમે ત્યાં હોય, ગમે તેટલે દૂર ભલે હોય! ભરવાડો ત્યાં પહોંચવાના હતા. જેટલો લઈ શકાય એટલો સરસામાન માથે ઉઠાવી ભરવાડો નીકળી પડયા. બેંએ... બેંએ... કરતાં ઘેટાંઓને હાંકીને, એમનાં થાકી ગયેલાં લવારાંઓને પડખામાં ઉપાડી લઈને એમનો સંઘ ચાલવા લાગ્યો.

જતાં પહેલાં રામા ભરવાડ મને બાથ ભરી ભેટી પડયો. બોલ્યો: “માસ્તર! ધૂળિયા-મોર્ચાપુર ભણી જાઉં છું. ત્યાં સગાં છે. સાથે આવવા ડોસો તૈયાર નથી. એનું તમે ધિયાન રાખજો.”

ઘરડો કાકુબા ભરવાડ ગયો નહિ; એ ગામમાં જ રોકાયો. દીકરાએ ઘણું કહ્યું પણ એણે જવાબ આપ્યો: “મારે શીદને જાવું? તમે ઘેટાં લઈ જાવ છો; એમને જિવાડો છો; મારું હવે શું રિયું છે? આટલી દોડાદોડી પછી જીવતો રઉં એવો હવે હું રિયો નથી. તમે જાવ. મારાં હાડ તો અહીં જ પડશે.”

પછી રામાએ અનાજનો થોડો સંઘરો આપ્યો. રાંધીને ડોસાને ખવરાવવા માટે પોતાની બૈરીને પાછળ રાખી અને ઘેટાંઓ લઈને એ જવા લાગ્યો. ત્યારે ડોસો બોલ્યો: “રામા! બધાં ઘેટાં તું લઈ જાઈશ તો પછી અહીં હું શું કરીશ? બે ઘેટાં મૂકતો જા. મારા રોટલામાંથી એને ખવરાવીને પાળીશ. નભી શકાય એવું નંઈ રે' ત્યારે બધાંય મરી જશું.”

ડોસા પાસે બે ઘેટાં રહેવા દઈ રામો અને એનો જુવાન છોકરો ચાલી નીકળ્યા. કોઈ ઘેર કોઈ માણસ રહ્યું, કોઈ ઘરમાં કાંઈ ન રહ્યું. જલદી જલદી સહુ રવાના થઈ ગયા. ન રડતાં ન ચિડાતાં એમણે પોતાનો રસ્તો લીધો.

જે ગણ્યાંગાંઠયા ખેડૂતો બાકી રહ્યા હતા તે સંઘરી રાખેલા અનાજને જોરે એકાદ મહિનો ટકયા; પછી એ પણ ચાલ્યા ગયા. બાળા ભરવાડ ગયો; બળદને લઈને શેકુ અને એની ઘરવાળી ગયાં; ધૂળા ગયો; ગામના ખેડૂતો પણ ચાલ્યા ગયા. એમની વસતિ રહી નહિ; બારણે તાળાં દેવાયાં. બાળા ભરવાડની પીઠ પર ચડીને ચુગલી·

ખોર પણ ગયો. જતાં જતાં નિશાળની નજીકથી પસાર થતી વેળા બૂમ પાડી એ બોલ્યો: "માસ્તર! હું જાઉં છું. પણ જીવતો રહીને પાછો આવીશ ત્યારે તને જોઈ લઈશ. અલ્યા, હું બરાબર જાણું છું; મારા હાથપગ તેં જ ભંગાવ્યા છે!"

સવારના પહોરમાં હજારોની સંખ્યામાં બહાર જનારાં અને સાંજે વાડીમાં પાછાં આવનારાં ઘેટાં ગયાં, જુવાન ભરવાડો ગયા અને વાડી વેરાન બની ગઈ. સાંજે પાછી ફરનારી બચ્ચાંવાળી ઘેટીઓનો અવાજ સંભળાતો બંધ થયો અને વાડી મૂંગી બની ગઈ. ઝૂંપડાંમાંથી ધુમાડા નીકળતા નહોતા; નિશાળની સામે રાત્રે લોકોની મંડળી એકઠી થતી નહોતી; લીંડીઓ અને પેશાબની ઉગ્ર વાસ આવતી નહોતી; વાડી નિર્જીવ બની ગઈ હતી. જીવતીજાગતી વાડી સાવ ચુપ થઈ ગઈ હતી. એક વખત પાણી પડ્યું નહિ, એક વાર વરસાદનાં દર્શન થયાં નહિ, ત્યાં તો વાડી ખતમ થઈ ગઈ. એ રામા ભરવાડ, એ શેકુ, એ આનંદા, ચુગલીખોર અને બાળા: બધા અદૃશ્ય થઈ ગયા. સારાનરસા સહુ ચાલ્યા ગયા. નિશાળ રહી, અખાડો રહ્યો, ઘર, ઝાડો, જ્યાંનાં ત્યાં રહ્યાં અને લોકો બધા ઊપડી ગયા.

જોરદાર પવન ફૂંકાતો રહ્યો. એ પવનમાં ઊડી આવેલી ધૂળ ઘરનાં બારણાંઓ પર, ભીંતો પર ઠરીને બેઠી. ભરવાડોએ લીંપેલાં ચોખ્ખાં આંગણાં એ ધૂળ અને કચરા-પાંદડાંથી ભરાઈ ગયાં. છાપરાંઓ પરનું ઘાસ પવનથી ઊડયું અને છાપરાં ખુલ્લાં થયાં. એ ઘાસ-પાંદડાં ચોમેર ઊડયાં-પથરાઈ ગયાં. કાણાં પડેલી જગ્યાએથી પવન અંદર ઘૂસીને વિચિત્ર અવાજ કરવા લાગ્યો. ઘરનાં બંધ બારણાં ઉપર પવન ધક્કા મારવા લાગ્યો. બારણાં ખડખડ ખડખડ થવા લાગ્યાં. અખાડાના મકાનમાં માટીના થર જામ્યા. ખુદ અખાડાની લાલ માટી પર એ ધૂળના થર જામ્યા. કરોળિયાઓએ જાળાં બાંધ્યાં; ગજી નાચનો ઢોલ ઉંદરોએ કાતરી ખાધો. ઘણા દિવસ સુધી ન લીંપાવાને કારણે નિશાળની ભોંય ઊખડી ગઈ; એના પોપડાથી ઓરડા ભરાઈ ગયા. પાટિયા ઉપર, ટેબલ ઉપર, પેટી ઉપર ધૂળના ઢગલા થયા. હનુમાનજીના મંદિરમાં ધૂળ જામી ગઈ; લાલ હનુમાનજી માટીથી રગદોળાયા.

ગામમાં હવે કોઈ દેખાતું નહોતું. રોજ સાંજે આવીને લીમડાની ડાળ પર બેસનારાં બગલાં હવે આવતાં બંધ થયાં હતાં. નિશાળમાં કલબલાટ કરી મૂકનારાં ચકલાં હવે નજરે પડતાં નહોતાં. ચોમેર બિલાડીઓ ફરવા લાગી; રાતના એકબીજી સામે ઘુરઘુરાટ કરવા લાગી; બંધ ઘરોમાં ઉંદરોનો શિકાર કરવા લાગી.

એકાકીપણાને લીધે કાકુબાના ઘેટાં રાતનાં બેંબેં કરવા લાગ્યાં, અને ધૃષ્ટ બનેલ વરુ અહીંતહીં સૂંઘતા ગામમાં ફરવા લાગ્યા. અખાડાની માટીમાં, મંદિરની માટીમાં, ભરવાડોનાં આંગણાંઓમાં એનાં પગલાં દેખાવા લાગ્યાં.

સવારના પહોરમાં પેલાં બે ઘેટાંઓને લઈને ઘરડો કાકુબા ભરવાડ ખેતરોમાં-સીમમાં જતો; ભૂખ્યાં ઘેટાં સીમમાં અહીંતહીં દોડયા કરતાં, નાક ઊંચાં કરી ગરમ હવા સૂંઘતાં. સીમમાં હવે તેઓ ખાઈ શકે તેવું કશું રહ્યું નહોતું. ટોળાથી જુદા પડવાને લીધે તેઓ કરુણ સ્વરે બેંબેં કરતાં. પછી કાકુબા એમની જોડે વાતો કરતો. ખેડેલાં ખેતરોમાં ધરોનાં મૂળિયાં ઉપર ઊંચકાઈ આવ્યાં હતાં; એ સૂકાં મૂળિયાંને કાકુબા વીણી લઈ ધોતિયાની ફાંટમાં ભરી લાવતો અને એ બે ઘેટાંઓને ખવરાવતો. દિવસ આખો એ મૂળિયાં વીણવા ભમ્યા કરતો; બેં બેં કરતાં ઘેટાં એની પાછળ પાછળ ફરતાં. સાંજ પડતાં ઘરડો કાકુબા 'હેય... હેય...' કરતો એ બે ઘેટાંઓને લઈને ગામમાં પાછો આવતો.

પાછળ રહેલી રામાની ઘરવાળી સવારના પહોરમાં માથે ખાલી ટોપલો અને કમરે દાતરડુ ભેરવી નીકળી પડતી. બીજાં ગામોની વાડીઓ ઘૂમી વળતી. છછ સાતસાત માઈલ રખડીને એ પાછી ફરતી ત્યારે એના ટોપલામાં બેચાર ગાજર દેખાતાં; બળતણ માટે વીણેલાં કરગઠિયાં દેખાતાં; ઘેટાંઓને ખવરાવવા લાયક ભૂસું દેખાતું. માગી-ભીખીને કરેલી આ કમાણી લઈને સાંજના એ ગામમાં પાછી ફરતી ત્યારે થોડી વાર સુધી એની ઝૂંપડીમાં લાલ અગ્નિ દેખાતો, કાળો-ધોળો ધુમાડો છાપરા ઉપર નજરે પડતો; કોઈ કોઈ વાર બોલચાલ થતી સંભળાતી.

હું વચ્ચે વચ્ચે મારે ગામ જતો. બનેલી ઘટનાના ખબર સરકારમાં મોકલતો. અઠવાડિયાના બેચાર દિવસ જ વાડીમાં વિતાવતો. દિવસે હું અને આયબુ, અમે બે જ જણા ગામમાં હોઈએ. ઊભડક બેસીને બંને હાથ વચ્ચે પગ દાબીને આયબુ ગમે ત્યાં બેઠો હોય; કદી મનમાં આવે તો નિશાળ અને અખાડો વાળી નાખે. દિવસ આખો હું આડો થઈને પડયો રહેતો, કશુંક લખતોવાંચતો. અચાનક કયારેક મને જણાવ્યા વિના જ આયબુ ચાલ્યો જતો; સાંજ પડયે ધૂળે ખરડાયેલા પગે થાકયોપાકયો પાછો ફરતો; નીચું માથું રાખી બેસી રહેતો: કયાં ગયો હતો એમ પૂછું તો ખાલી પગ છૂટા કરવા ગયો હતો એમ કહી ચુપ થઈ જતો.

જેમ તેમ કરી દિવસ તો પસાર થતો પણ રાત ખાવા ધાતી. એવે વખતે કોઈ

કોઈ વાર કાકુબા આવી ચડતો અને ભીંતને અઢેલીને બેસતો. ઓરડામાં ઝાંખો ઝાંખો દીવો બળ્યા કરતો. હું મારા પોતાના વિચારોમાં ડૂબેલો રહેતો, આયબુ પોતાની ચિંતામાં રહેતો અને કાકુબા અમસ્તો આમતેમ જોયા કરતો.

હું પૂછતો: "કાકુબા! રામાના કાંઈ ખબર?"

"કાંઈ નથી."

"ગયેલા લોકો હવે પાછા ક્યારે આવશે?"

"વરસાદપાણી થાય પછી."

કોઈ વાર કાંઈ સવાલ-જવાબ થતા તો આ જાતના થતા. એ સિવાય ઘરડો કાકુબા લાંબા વખત સુધી બેસી રહીને આખરે ઊઠીને ચાલ્યો જતો.

ઘેરથી આણેલાં ઢેબરાંમાંથી બેત્રણ દિવસનાં વાસી ઢેબરાં હું આયબુને આપતો; કોઈ વાર એ લેતો તો કોઈ વાર ના પાડતો. વધારે આગ્રહ કરતો તો એ બહાર ચાલ્યો જતો. પછી એકલો એકલો હું એ સૂકાં ઢેબરાં ખાતો અને પાણી પીને સૂઈ જતો.

આમ કેટલાએક દહાડા પસાર થયા. પછી એક દહાડો ઉપરથી લખાઈ આવ્યું કે મારે વાડીની નિશાળ બંધ કરીને તાલુકાની પ્રાઈમરી શાળામાં જોડાઈ જવું.

આયબુએ મારો સરસામાન એકઠો કર્યો. જ્યાં રહેતો હતો એ ઘર મેં ખાલી કર્યું. નિશાળને તાળું માર્યું, અખાડાને તાળું માર્યું. ઊભાં ઊભાં હું કાકુબાને ઘેર ગયો. "બાબા! હું જાઉં છું. સરકારે મને પાછો બોલાવ્યો છે."

કાકુબા એકી ટસે મારી સામે તાકી રહ્યો. હકારમાં માથું નમાવ્યું—બેત્રણ વખત નમાવ્યું અને બોલ્યો: "સા...રું."

ડોસો વધારે બોલ્યો નહિ. એની દીકરાની વહુ પણ કશું બોલી નહિ. નવો માણસ દેખી ઘેટાંઓએ બેત્રણ વાર બેંબેં કર્યું અને કાકુબાની રજા લઈ હું બહાર આવ્યો.

માણસ-તૂણસ, ઢોરઢાંખર, કશું કોઈ દેખાતું નહોતું; વાડી તરફ પીઠ ફેરવી હું ધોરીરસ્તે પાછો જતો હતો. સરસામાનનું એક પોટલું આયબુએ માથે ઉપાડ્યું હતું અને મારી પાછળ પાછળ ચાલ્યો આવતો હતો. થોડો સામાન મારી પાસે થેલામાં હતો

વચ્ચે આયબુ સહેજ રોકાયો; માથે ઉપાડેલું પોટલું સરખું ગોઠવી મારા ભણી જોયા વિના બોલ્યો: "આ પોટલું તમારે ઘેર ઉતારીને હું પાછો આવતો રહીશ."

ક્યાં જઈશ, શું કરીશ વગેરે કશું મેં એને પૂછ્યું નહિ. એ બિચારાને હવે ક્યાં આશરો મળશે એવો વિચાર પણ મારા મનમાં આવ્યો નહિ. મારો પડછાયો આગળ આગળ ચાલતો હતો; ધૂળ ઊડતી હતી અને સામે પથરાયેલ વિશાળ મેદાનમાં કોઈ કરતાં કોઈ દેખાતું નહોતું. ઊજડ બનેલી બનગરવાડી પાછળ રહી હતી અને હું મારે ગામ પાછો જતો હતો.

